શ્રીમદ્ શક્તિભક્તિભાજન વલ્લભ ભટ્ટજી વિરચિત

# શ્રી આનંદનો ગરબો.

છપાવી પ્રસિદ્ધ કર્તા

પુંજાભાઈ ઉર્ફે અંબાલાલ લલ્લુભાઇ ભટ્ટસાહેબ.

અમદાવાદ.

શ્રી ભટ્ટ વલ્લભ ધોળાની પ્રથમ જયંતિ પ્રસંગે

મુંબઈ નિવાસી શા. નાનાલાલ મંછારામ

તરફથી ભેટ આ પુસ્તક આપવામાં આવ્યું છે.


સંવત ૧૯૮૧ સને ૧૯૨૫

દ્વિતીયાવૃત્તિ—પ્રત ૧૦૦૦.

ન્યોછાવર ૦-૪-૦

# સાહેબો ! જરા આ તરફ ધ્યાન આપશો કે ?

જો આપને જગદંબેની ભક્તિ સ્તવન સંબંધી અખૂટ ગરબા બારમાસી પંદરતિથિ ગરબીઓ અને છુટક ભજનોનો ભંડાર હાથ કરી દેવીભાગવત વગેરેની માહેતી મેળવવી હોય અગર માજીનો અચિંત્ય મહિમા જાણવો હોય તો **શ્રી શક્તિ ભક્તિરસ પદમાળા** આજેજ મંગાવો કે જેના વાંચવાથી અનહદ આનંદ મળવા સાથે માજીની કૃપા પ્રાપ્ત થશે, કીંમત રૂ ૧-૮-૦ પોષ્ટેજ જુદું. પૃષ્ટ લગભગ ૪૦૦

**ભટ વલ્લભકૃત લઘુ કાવ્ય સંગ્રહ**—કે જેની અંદર વિવિધ પરચાઓ ભરી કથનીઓ સાથ આનંદનો ગરબો તથા અન્ય ગરબાઓ વગેરેનો તે આનંદ આપનાર છે. કીંમત રૂ ૦-૪-૦

**સાર્થ આનંદનો ગરબો**—આ ગરબો અર્થ વિવેચન રહસ્ય અલંકાર આદિ સહિત ફળશ્રુતિ પૂર્ણ છે. ભાષા રસિક અને આનંદ આપવા સાથે ઇચ્છા પૂર્ણ કરનાર પાઠ છે. કીં. રૂ. ૦-૮-૦

**ધનુષધારીજીનું આખ્યાન**—હરિકીર્ત્તનની પેઠે પાર વિનાનાં ગાયનો છંદો દૃષ્ટાંતો અને વ્યાખ્યાઓ સાથે અતિ રસમયી કીર્ત્તનકારને અને તમામ પ્રેમીજનોને વાંચવા મનન કરવા લાયક છે. કીંમત રૂ ૦-૮-૦

**મળવાનું ઠેકાણું—માણેકચોક-મુહુર્ત્ત પોળ સામે**
**બહુચરાજીના મંદિરમાં-અમદાવાદ.**

ह्रीँ

શ્રીમદ્ શક્તિભક્તિભાજન વલ્લભ ભટ્ટજી વિરચિત

# શ્રી આનંદનો ગરબો.

છપાવી પ્રસિદ્ધ કર્તા

પુંજાભાઈ ઉર્ફે અંબાલાલ લલ્લુભાઇ ભટ્ટસાહેબ.

અમદાવાદ.

શ્રી ભટ્ટ વલ્લભ ધોળાની પ્રથમ જયંતિ પ્રસંગે

**મુંબઈ નિવાસી શા. નાનાલાલ મંછારામ**

તરફથી ભેટ આ પુસ્તક આપવામાં આવ્યું છે.

સંવત્ ૧૯૮૧ સને ૧૯૨૫

દ્વિતીયાવૃત્તિ—પ્રત ૧૦૦૦.

ન્યોછાવર ૦-૪-૦

શક્તિ એજ સૃષ્ટિતણો, સરસ સ્તુત્ય શૃંગાર;
શક્તિવડે ચાલે સદા, સકળ વિશ્વવ્યવહાર ?

ધર્મ અર્થ ને કામ વળિ, મુક્તિસફળતા સાર;
મહાશક્તિથિ મેળવે, ઇચ્છિતસિદ્ધિ અપાર !

શક્તિ પ્રતાપેં સર્વ સ્થળ, પામે જય જયકાર;
શક્તિકૃપા સેવો સદા, લાભ મળે શ્રીકાર !

અમદાવાદ પાંચકુવા ચાર રસ્તા ઉપર આવેલા ધી ગુજરાત પ્રી.
પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યો.

# અર્પણ પત્રિકા.

હે ભગવતી, હે નિર્ગુણા, પ્રાણાધાર, શીવા, બુદ્ધિ, લક્ષ્મી, કાન્તીશાન્તી, શ્રદ્ધા, સ્પ્રહા, શ્રુતિ, સ્મૃતિ, ક્ષમા અને મેધા, લજ્યા, દયા, જયા, અને વિજયા એ તમારાં રૂપ છે માટે હે ભક્ત અભક્તનું પાલન કરનાર ભુવનેશ્વરી ! આ મ્હારો યતકિંચિત સર્વ શ્રમ તવ સુરમુનિ વંદિત ચર્ણ કમળનેજ સમરપું છું તે સ્વીકારશો એજ વિજ્ઞાપના ત્હારા બાળની.

સેવક.

પ્રસિદ્ધ કર્તા.

# પ્રાર્થના.



આજનો* દિવસ પરમ પવિત્ર છે. આજે ગુજરાતના મહાન્ તપસ્વી, પરમ સિદ્ધ, પરમ ભક્તરાજ મહાત્માશ્રી ભટ્ટવલ્લભ ધોળાની જયંતિ, ઉત્સવ, ઉજવવામાં આવ્યો છે! આજે ગુજરાતના પાટનગર–રાજનગર–અમદાવાદમાં ભક્તપ્રવર વલ્લભભટ્ટજીનો જીવન-ઉદ્દેશ ગવાયો છે. આજે અમદાવાદના દેવીભક્તોનાં મન હર્ષ-પ્રફુલ્લિત થઇ રહ્યા છે. આજે ભટ્ટ સાહેબની જયંતી ઉજવવા માટે શ્રી આરાસુર અંબિકાજીના પરમભક્ત દેવી ઉપાસક, પરમારકૂલ ભૂષણ, ક્ષાત્રકુલદીપક, ધર્મશ્રેષ્ઠ, પ્રજાવત્સલ, દાંતાના નેકનામદાર યુવરાજ મહારાજ કુમારશ્રી ભવાનિસિંહજી સાહેબ બહાદુરે પ્રમુખસ્થાન સ્વીકારી ભટ્ટજી સાહેબ પ્રત્યે પોતાનો પૂજ્યભાવ દર્શાવી આપ્યો છે. આજે અમદાવાદના વિદ્વાનો, દેવીભક્તો, અને સર્વ સામાન્ય ધર્મ પરાયણ પ્રજાજનોએ એ જયંતિ ઉત્સવમાં પધારી પોતાનો ભટ્ટસાહેબ પ્રત્યેનો ભક્તિભાવ દર્શાવી આપ્યો છે. આજે દાંતાના પરમ ધાર્મિક નેકનામદાર મહારાજ કુંવરસાહેબે દેવીભક્ત પ્રજાને પોતાના તરફથી, દેવીભક્તોને પરમ ઉપયોગી એવા "દેવી ગીતા" નામક એક

---

* ભટ્ટ વલ્લભધોળાની જયંતિ તા. ૧૯, ૨૦, ૨૧ એપ્રિલ ૧૯૨૫, રવિ, સોમ, મંગળ ત્રણ દિવસ અમદાવાદમાં, પ્રેમાભાઈ હોલમાં ઉજવવામાં આવી હતી.

અપૂર્વ ગ્રંથ ભેટ આપ્યો છે. દેવીભક્તો એ ગ્રંથનો નિત્ય પાઠ કરી કલ્યાણ સાધશે એવી આશા છે.

"દેવી ગીતા" ગ્રંથના જેટલીજ ઉપયોગિતા "આનંદના ગરબા" ની છે. જ્યારે માતાજીનો સાક્ષાત્કાર થયો ત્યારે શ્રી માતાજીએજ પોતાના પ્રિય બાળક ભટ્ટ વલ્લભને કાવ્યદ્વારા આનંદ પ્રદર્શિત કરવા કહ્યું પરંતુ તેમણે તેમ કરવા અશક્તિ જણાવી. શ્રીજગદંબાએ પોતાના ભક્તની જીભ ઉપર કંઇક બીજ મંત્ર લખ્યો. તેજ ક્ષણે ભટ્ટ વલ્લભમાં કાવ્યશક્તિ ઉત્પન્ન થઇ. તેમણે "આનંદનો ગરબો" રચ્યો અને શુભ ઉદ્ગારો કાઢયા કે: "જે કોઇ માણસ આ આનંદના ગરબાનો પાઠ કરશે તેને મનવાંચ્છિત ફળ મળશે."

ભક્તિ પૂર્વક એ ગરબાનો પાઠ કરનાર અનેક સજ્જનોને મનવાંચ્છિત ફળ પ્રાપ્ત થયાના ઉદાહરણો ઘણાં છે. આ ગરબાનો પાઠ કોઈ પણ જાતિનાં સ્ત્રી, પુરૂષ, બાળકો કરી મનવાંચ્છિત ફળ મેળવી શકશે એવી મ્હને પૂર્ણ શ્રદ્ધા છે.

આ પુસ્તક મુંબઇનિવાસી, શ્રી જગદંબાના પરમભક્ત શા. નાનાલાલ મંછારામ તરફથી સર્વને ભેટ આપવામાં આવ્યું છે તે તેમની માતાજી પ્રત્યેની ભક્તિ દર્શાવી આપે છે.

ભાવિક ભક્તો આ ગરબાનો સદ્ઉપયોગ કરે એ ધારણાથી આજે જયંતિને શુભ પ્રસંગે શઠજી તરફથી આ પુસ્તક પ્રેમાભાઇ હોલમાં શ્રોતાજનોમાં ભેટ આપવાનું ઉચિત ધાર્યું છે.

ભટ્ટ વલ્લભ ધોળા જયંતિ,
ચૈત્ર વદિ ૧૧ ૧૯૮૧
તા. ૧૯-૪-૨૫.

અંબાલાલ ઉર્ફે પુંજાભાઈ
લલ્લુભાઈ ભટ્ટસાહેબ.



## પુસ્તક પરિચય અને પ્રકટ કરવાનું પ્રયોજન.

આ પરમ પરચાધારી આનંદના ગરબાને કયારે જન્મ મળ્યો ? કોની કૃપા પ્રેરણાથી રચવામાં કયા અનન્ય ભક્તની મતિ પ્રેરાઇ ? અને એની અંદર મહાન્ અદ્‌ભુત ચમત્કારો પ્રાપ્ત થવાનું બીજમંત્ર કઇ અચિંત્ય શક્તિ પ્રભાવથી રસબસ બની રહ્યું ? એ સંબંધે ખાસ પ્યારા વાચક વર્ગને પરિચય આપવાની જરૂર હોવાથી દર્શાવીશ કેઃ—

ગુણગર્વિ ગુજરાતના પાટનગર રાજનગર ( અહમદાબાદ ) ની પશ્ચિમ તરફ નવાપુરા નામનું પરૂ કંઇક વર્ષો પૂર્વે હતું. તે નવાપુરાની અંદર શ્રી શકિતપુજક ભટ્ટમેવાડા બ્રાહ્મણ શ્રીમાન્ હરિભટ્ટ નિવાસ કરતા હતા. તેમનાં ધર્મપત્નિનું પવિત્ર નામ ફૂલકોરબાઇ હતું. એ ભાવિક દંપતિ શ્રી બહુચરાજીમાનાં ઉપાસક હોવાથી અહોરાત્રી માજીનાજ સ્મરણમાં લીન રહેતાં હતાં. તેમને પ્રથમ બે પુત્ર થયા હતા એટલે કે મૂળજી અને માધવજી નામના બે પુત્ર હોવા છતાં તેઓ તોફાની હોવાને લીધે ભક્તિપાત્ર માવિત્રને સંતોષ મળ્યો નહીં, જેથી ભક્ત પુરૂષરુપ પુત્રોની માગણી કરી. એ સબળ સંકલ્પ સંયોગબળથી માજીએ તેમજ થયાની ધારણા આપી અને નવ માસ ને સાડાસાત દિવસ પૂર્ણ થયે સંવત ૧૬૯૬ ના આશો શુદી ૮ પુષ્યાર્ક યોગે યુગલ (બે) પુત્રરત્નને જન્મ આપ્યો. માતાપિતાના પ્યાર સાથ લાલન પાલન પ્રીણન પોષણ સાથ રમતે ખેલતે બીજના ચંદ્રવત્

વૃદ્ધિ પામી એ પાંચ વર્ષના થયા; એ બે પેટી એકનું નામ વલ્લભ અને બીજાનું નામ ધોળારામ હતું.

જ્યારે તેઓ પાંચ વર્ષના થયા ત્યારે વિદ્યાભ્યાસ માટે પોતાની નજીક પર્ણકુટીમાં વસતા શ્રીપરમાનંદ બ્રહ્મચારીજીને સોંપવામાં આવ્યા. જો કે બે વર્ષ લગી બ્રહ્મચારીજીએ પ્રેમ-પૂર્વક શાસ્ત્રાધ્યયન માટે પુષ્કળ પ્રયાસ કર્યો; તથાપિ એક શબ્દ સરખો પણ તેમને કંઠસ્થ થયો નહીં. જેથી બ્રહ્મચારીજીએ કંટાળીને કહ્યું કે–"જાઓ કલીઓ! તમે વિદ્યાપઠન યોગ્ય નથી; માટે તમારે ઘેર ચાલ્યા જાઓ."

આ પ્રમાણે રજા થતાં બેઉ ભાઇયો માત્ર ૐ હ્રીં ઐં ક્લીં એવા બીજાક્ષર જપતા જપતા મસ્ત ચિત્તથી પોતાના નિવાસ સ્થાનમાં સમય વ્યતીત કરવા લાગ્યા. પરંતુ અભણ પુત્રને જોઈ હરિભટ્ટ બહુજ ચિંતાતુર રહેતા હતા; કેમકે મૂર્ખ પુત્રોના પિતા કહેવાવા કરતાં તો વાંઝીઆપણું પરમોત્તમ ગણાય કે જેથી નામને કલંક લાગવાનો સમય હાથ ન લાગે. એ કારણને લીધે માજીને અજંવતાયુક્ત અરજ કર્યા કરતા હતા કે–"કોઇ પણ કૃપાના અંગથી પુત્ર તાહરી કૃપાના પાત્ર થાય તો અત્યાનંદ થાય." આ મનોબળના પ્રભાવથી તથા માયાબીજાદિ મંત્રાક્ષરના જાપથી પાંચ વર્ષ પાંચ માસ અને પચીશ દિવસની સતત પ્રેમી ઉર્મિયોના પ્રતાપે એક ગેબી અવાજ વલ્લભ ધોળાના કાને આવી લાગ્યો. એટલે તેઓ આશ્ચર્ય સાથ અવાજની દિશા ભણી ત્રાટકમુદ્રા સાથ જોવા લાગ્યા. દરમ્યાન સાક્ષાત્ ઇશ્વરની માયારૂપ ઇશ્વરી બાળા સ્વરૂપે પ્રકટ થયાં; પરંતુ તેમના

અપાર તેજ પ્રતાપથી તેઓ બેઉ ભાઇયોનાં ચર્મચક્ષુઓ મિંચાઈ જતાં નીચું માથું નમાવી ચરણનું ધ્યાન ધરી ગયા. એ જોઇ જગજજનનીએ ફરમાવ્યું કે–"મારાં સાક્ષાત્ દર્શન કરી લો, હું દર્શન દઇ પ્રસન્ન થવાજ પ્રકટી છું માટે નેત્રો ઉઘાડી આનંદ મેળવો."

વલ્લભે કહ્યું—"માજી! આપનું તેજ ખમી શકવા અશક્ત છીયે."

માજીએ ફરમાવ્યું—"હું શક્તિ વિદ્યમાન છતાં અશક્તિના પ્રાદુર્ભાવ (હાજરી) નો ભય હોયજ નહીં માટે નેત્ર ઉઘાડી જુઓ."

આ પ્રમાણે હુકમ થતા બેઉ ભાઇઓએ દિવ્ય લોચન વડે માજીના સાક્ષાત દર્શન કર્યાં.

માજીએ કહ્યું કે—"મારાં દર્શન અમોઘ (ખાલી ન જાય તેવાં) હોવાથી જે ઇચ્છા હોય તે માંગી લ્યો."

સેવકોએ જણાવ્યું કે—"માજીના દર્શન સિવાય અમોને કશાની જરૂર નથી એટલે પછી માંગવાનું શું રહ્યું?"

માજીએ દર્શાવ્યું કે—"દર્શનથી શું લાભ થવાનો છે? બીજું કંઇ માગો કે જેથી ઇચ્છાસિદ્ધિ પ્રાપ્ત થાય."

સેવકો બોલ્યા:—"માડી! ઇચ્છિતસિદ્ધિ માત્ર દર્શનમાંજ સમાયલી હોવાથી રાતદિન આનંદમાં રસબસ રહેવાય છે; તો પછી બીજા જગતના ક્ષણિક પદાર્થો શું અખંડાનંદ આપવા સમર્થ છે?"

માતુશ્રીએ આજ્ઞા કરી કે—"જ્યારે તમને આનંદનીજ ઇચ્છા છે ત્યારે આ આનંદની હમેશાં યાદી અખિલ જગતમાં રહી શકે એ માટે આનંદનો ગરબો ગાઓ કે જેમાં મારી આનંદશક્તિ સદા કાયમ રહેશે."

વલ્લભે કહ્યું—"માતુશ્રી ! અમો તો નિરક્ષર (અભણુ) છિયે, નથી કાવ્યકળારસ કે રહસ્યજ્ઞાનનું ભાન, કે નથી વ્યવહાર વિચારનું વિધાન, તો પછી આનંદનો ગરબો કેવી રીતે ગાઇયે?"

માજી ફરમાવ્યાં કે—"ભલે તમે કશું ભણ્યા નથી, પણ હું તમારી જીભના અગ્ર ભાગે વાણિરૂપે બિરાજિત છું માટે નિઃશંકપણે જે વાણિનો પ્રવાહ વહન થાય તે વ્યવહારમાં લાવો. તમો મહાન સાક્ષરને પણ ચમત્કૃતિ પમાડો તેવી વાણિના પ્રકાશક આજથી થયા છો એમ માનીજ લ્યો."

આ પ્રમાણે માજીનું વરદાન મળવાથી તુરત વલ્લભે આનંદના ગરબાનું પદ શરૂ કર્યું કેઃ—

"આજ મને આનંદ, વાધ્યો અતી ઘણો મા;
ગાવા ગરબા છંદ, બહુચર આપ તણો મા."

ઇત્યાદિ ઇત્યાદિ ૧૧૮ છંદ સમૂહ સંકલિત ગરબો ગાયો. એટલે કે-વિક્રમ સંવત ૧૭૦૯ ના ફાલ્ગુન શુદી ૩ ને બુધવારના દિવસે આ આનંદના ગરબાને જન્મ મળ્યો. ખુદ માજીની પ્રેરણાથી રચાયો અને માજીની પરમ કૃપારૂપ તેમાં અચિંત્ય શક્તિ રસબસ રહેવા પામી !

આ આનંદના બનાવ વખતે વલ્લભભટ્ટની તેર વર્ષની ઉમર હતી. એ વલ્લભ અને ધોળા તદ્દન અભણ હતા છતાં માજીની કૃપાશક્તિવડે મહાન્ ગૂઢ અર્થ અલંકાર રહસ્ય પૂર્ણ તેમણે શ્રૃંગારનો, કળશસ્થાપનાનો, અંબાજીનો, કલિયુગનો, મહાકાળીમાનો, ધનુષધારીનો ગરબો અને બીજાં અનેક પદ રચ્યાં છે.

એ વલ્લભરામ સામવેદી, ગૌતમગોત્રી, ગૌતમ, આંગીરસ બારસંપત્યે એ ત્રિપ્રવર યુક્ત, કૌથમીય શાખાવંત, ભટ્ટ અવ-ટંકી, અને ભટ્ટ મેવાડા વિપ્ર હતા. તેઓ વડનગરમાં પરણ્યા હતા અને ચાર સંતાન થયાં હતાં; પરંતુ તેમની હયાતીમાંજ તેઓ પંચત્વ પામી ગયાં હતાં. તેઓ શ્રીનાથજી બાવાના ધામમાં સં. ૧૭૫૩ માં પધાર્યા હતા ત્યાં શ્રીજીએ પણ નાકમાં નથની પ્હેરી માજી સ્વરૂપે તેમની અનન્ય ભક્તિનો પરિચય કરાવવા દર્શન આપી પોતાના રાજભોગથી વલ્લભ ભક્તનો આદર કર્યો હતો. ઘણા ભક્તોનું એમ પણ માનવું છે કે આનંદનો ગરબો શ્રીજી બાવાએ શક્તિરૂપે દર્શન આપ્યાથી આનંદ થયો તે વખતે રચ્યો છે. પરંતુ હસ્તલિખિત વંશાવળિ અંદર આ પ્રમાણે બિના છે જેથી તે અત્ર દર્શાવી છે. તેમના મહિમાવંત હાથથી નવાપુરાની અંદર, અમદાવાદમાં માણેકચોક મુહુર્ત પોળ સ્હામે બહુચરાજીના મંદિરમાં અને ચુમાળ ચાચર સમીપ માનાજી સરકારના બંધાવેલા માજીના ભવ્ય દેવાલય સન્મુખ પોતાના ઉપાસ્ય માજી આદ્ય બાળાના સ્થાનની અંદર હાલ મંદિર છે તેની પહેલાં સ્થાપના કરેલ છે તે અદ્યાપિ પર્યંત આબાદી સાથ વિદ્યમાન છે, અને જેઓના સબળ સંકલ્પ બળની પ્રાણપ્રતિષ્ટા પ્રતાપવડે તે તે સ્થળોમાં સાચા આસ્તિક ભક્તોને પોતાની ભક્તિના પ્રમાણમાં પરચા મળ્યા કરે છે.

વલ્લભ ભટ્ટજીએ ૧૧૧ વર્ષની લાંબી જિંદગી માજીના સ્મરણ પૂજનાદિમાં વ્યતીત કરી સંવત્ ૧૮૦૭ માં સ્થૂળ શરીરને ત્યાગી સૂક્ષ્મ શરીર સાથ શક્તિચરણ ભક્તિમાં નિવાસ કર્યો!

વલ્લભરામ નિઃસંતાન હોવાથી ધોળારામનો વંશ અદ્યાપિ લીલા લ્હેર વિલસી રહેલ છે એટલે કે ધોળારામના અભયરામ, હરગોવિંદ, રાજારામ, સદાશંકર, લલ્લુભાઇ, અંબાલાલ ઉર્ફે પૂંજાભાઈ અને ભગવતીપ્રસાદ હાલ માજીના ચરણ સેવી આનંદ ભોગવે છે એ પણ આ આનંદના ગરબાનાજ આભારી છે !

આ આનંદના ગરબાના પાઠથી ૨૭૦ વર્ષમાં અનેકાનેક ભક્તોને વિવિધ ચમત્કાર મળેલા છે, મળે છે અને મળશે એ નિર્વિવાદ છે. તથાપિ પ્રત્યક્ષ પ્રમાણભૂત મારા ઇષ્ટ મિત્ર શક્તિ ઉપાશક શ્રીમાન્ ભોગીલાલ ત્રિકમલાલભાઇ વકીલ કે જેઓ હાલ હયાત છે અને તેમણે બાલ્યાવસ્થાથીજ આનંદના ગરબાના ચમત્કારો અનુભવ્યા છે જેથી તેમનાજ કેટલાક દાખલાઓ અત્ર ટાંકી વાંચકોને આનંદ આપીશ કે જેથી આ પુસ્તક પ્રત્યે વિશેષ અભિરૂચિ થાય.

એ ભોગીલાલભાઇના સપ્તમ પૂર્વજ રાજારામના પુત્ર જગત્ત્રિવેદી કે જેમણે આ ગરબાના જન્મદાતા ભટ્ટ વલ્લભજીના મંત્રોપદેશથી દક્ષિણ માર્ગી-શાક્તદિક્ષાર્થી થયા હતા. એટલુંજ નહિ પણ તેઓએ શ્રી બહુચરી માતાના આદિ સ્થાન નવાપુરામાં આવી પૂજ્ય માજીની ઉપાસના સ્વિકારી હતી. તેમજ તે દિવસથી તે આજ દિન સુધી તેમની સાત પેઢી લગી માજી પ્રત્યેનો અનન્ય ભક્તિભાવ તથા ગરબાના પાઠ પ્રત્યેનો પ્રેમ જેમનો તેમ કાયમ રીતેજ ચાલુ રહેલ છે. એટલે કે રાજારામના જગત્ત્રિવેદી ભાઇચંદ્ર, નિહાલચંદ્ર, ઉજમરામ, ત્રિકમલાલ, ભોગીલાલ અને મહાદેવપસાદ એમ સાત પેઢીની પરંપરાયે માજીની ભક્તિનો પ્રવાહ સંસ્કાર પૂર્વક વિદ્યમાનજ છે.

ભોગીલાલભાઈ વિદ્યાભ્યાસ નિમિત્ત નડિયાદ અંદર તેમના ફોઈ ગંગાસ્વરૂપ સ્વ. કાશીબાને ત્યાં રહેતા હતા. તેઓ પણ માજીનાં ભક્ત હતાં જેથી તેમની દઢ ભક્તિ શ્રદ્ધાના પ્રતાપે તેમને માતાજીએ અનેક પરચા આપ્યા હતા. તે સંબંધી વિવિધ વાતો સંભળાવતાં હતાં. તેમ ભોગીલાલ ભાઇનાં માજીને પણ માતાજીએ સ્વપ્નદ્વારા કંઇ પરચા પુર્યા હતા. આથી બાલ્યાવસ્થાથી જ તેમને આનંદના ગરબા અને માજીની ભક્તિ તરફ લગની લાગી હતી.

એક સમય મધ્યાન્હ સમય ભોગીલાલભાઈ માતાજીના ગોખ સ્હામી દૃષ્ટિ સ્થાપી એકાગ્ર ચિત્તવડે નિહાળયા કરતાં માજીની સ્તુતિ કરતા હતા. તે સમય તેમણે નેત્રો અંજાઈ જાય તેવો અપૂર્વ તેજનો અંબાર ચક્ષુ સમીપ ગોખમાં થયેલો નિહાળયો કે જે પ્રકાશ જાણે અદ્યાપિ પણ તેમની નજર અગાડી રમ્યા કરે છે.

ત્દનંતર જયારે તેઓ નોકરીમાં જોડાયા અને વડોદરા તાલુકા વહીવટદાર સાહેબની કચેરી અંદર કુલ્કી ચિટનીસની જગાએ ૧૯૪૧ માં કાયમ થયા ત્યારે તેમના મામા સ્વ. પ્રાણલાલ ગણપતરામ તથા તેમનાં માસીના દીકરા સ્વ. ભગવાનલાલ જીવનલાલ પણ તેજ કચેરીમાં નોકર હતા. તેમજ સીનોરવાળા મિસ્રી નારણજીભાઇ અને દામોદર દાજીભાઇ કે જેઓ માજીના પરમભક્ત હતા તેઓ હમેશાં પોતાને ત્યાં રાત્રિના સમય માજીના ગરબા ભજન વગેરે કરી આનંદ મેળવતા હતા તે ભજન મંડળી અંદર ભોગીલાલભાઇ અને તેમના મામા વગેરે પણ ભાગ લેતા

હતા. જો કે ભોગીલાલભાઇ આનંદના ગરબાનો પાઠ રોજ કરતા નહતા; પરંતુ એ મંડળીમાં જવા પછી તો ગરબાના અદ્ભુત ચમત્કારો જાણવા ને જોવામાં આવતાં તેમની મનોવૃત્તિ માજીની ભક્તિ ભણી અધિકાધિક વધતી ચાલી. એથી ભક્તિભાવ જેમ જેમ દઢ થતો ગયો તેમ તેમ ગરબાના ચમત્કારો અનેકાનેક મળવા લાગ્યા.

આ પ્રમાણે નવ વર્ષ માજીની ભક્તિમાં થતાં દોલતજાદી માજીએ સં. ૧૯૫૦ ની અંદર સ્વપ્નદ્વારા પ્રાકટ્યતા પ્રકાશી કુકંટવાહની મૂર્તિથી તેમને પ્રાપ્ત થઈ સેવા ભક્તિનું દ્વાર ખુલ્લું કરી આપ્યું. એથી એ ચમત્કારિક મૂર્તિને કોઈ સુંદર સ્થળમાં સ્થાપવા તેમનું ધ્યાન ખીંચાયું; પરંતુ સમયની બલિહારી અને માજીની મરજીથી તુરત તેમ થવાનો યોગજ હાથ લાગ્યો નહીં. જેથી તેમણે માજીની આજ્ઞાને વધાવી લીધી.

તેમણે માજીની મૂર્તિ સ્થાપવા અનેક યત્નો આદર્યા; તથાપિ તેઓ સફળતાને ભેટયા નહીં. પરંતુ તેમનું એક સરખું ધ્યાન એજ કામ ભણી લાગ્યું રહેવાથી અંતે ખેરાળુની અંદર શ્રીમાળીની ન્યાતની વાડીમાં મજકુર માજીની સ્થાપના કરવામાં સફળતા મળવાનો સમય હાથ લાગ્યો. સં. ૧૯૫૩ ના આશો સુદી ૧૩ શુક્રના રોજ માજીની પ્રતિમાની મંત્રપ્રતિષ્ટા કરાવી આનંદને વધાવી લીધો. તેમજ સારી રકમ ભેટાર્થ મળી આવતાં જોઈતાં સર્વ પૂજાસાહિત્યો, મંદિરનો ઠાઠ અને અન્ય ભોગ સામગ્રી વગેરે પણ મેળવી લીધી. તેમ તેમણે પણ બનતી સેવા ભેટ કરી આનંદ પ્રાપ્ત કરી લીધો.

તત્પશ્ચાત્ માજીના મંડપ અગાડી ચોઘડીઆં શરૂ થવાનો તેમને સંકલ્પ થયો. જેથી આનંદના ગરબાનો પાઠ કરી સૂઈ ગયા કે રાત્રિ સમયે—"કાઠિયાવાડમાં પ્રવાશ કર. કાર્ય સફળ થશે." એવું સ્વપ્ન સૃષ્ટિથી જણાયું, જેથી જાણીતા નામાંકિત ગૃહસ્થોનાં પત્રો મેળવી તેઓ લીંબડી દરબાર સાહેબ સ્વ. સર જસવંતસિંહજીની ભેટ લેવા રવાના થયા, અને વિરમગામ, વઢવાણ થઇ લીંબડી જઇ પહોંચ્યા. માતાજીના પ્રતાપથી સવ સ્થળે ધાર્યુંજ થતું હતું અને તે તે સંબંધી સ્વપ્નદ્વારા પ્રથમથીજ સૂચના થયા કરતી હતી.

સં. ૧૯૫૪ ના પોષ વદી ૩ ના રોજ દરબારશ્રીની મુલાકાત થઇ અને વાતચિતમાં પરમાનંદ મળ્યો, તથા એક માસ લગી તેમને રોકી દરબારશ્રીએ પોતાની આસ્તિકતા, ભક્તિભાવ, શ્રદ્ધા, ઉત્સાહ અને વિદ્વતાદિનો પરિચય આપ્યો, જેના લીધે અત્યાનંદ મળ્યો હતો, તથા ચોઘડીઆના વર્ષાશન સંબંધે પણ હુકમ થઇ ગયો હતો; કેમકે તેમને માતાજીએ સ્વપ્નમાં તે બાબત કરવાની આજ્ઞા કરી હતી. એ ઠરાવ માતાજીની ખેરાળુમાં સ્થાપના રહી ત્યાં લગી કાયમ રહ્યો હતો.

વીશ વર્ષ લગી માજીની મૂર્તિયે ખેરાળુના મંદિર અંદર કાયમ રહી ભાવિક ભક્તોને અનેક પરચા આપ્યા હતા; પરંતુ ભાવિક પૂજારી બાલારામનું મરણ થતાં માજીની પૂજા સેવા વગેરે બરોબર ન થવાના લીધે માજી સ્વપ્નદ્વારા પોતાના આદ્ય વિશ્રામ નવાપુરામાં બિરાજવાની ઇચ્છા દર્શાવા લાગ્યાં. એ સબબથી ભોગીલાલભાઇએ અમદાવાદમાં આવી નવાપુરાના મંદિર સંબંધી

તેમજ શ્રીમાન વલ્લભભટ્ટજીના વંશજ રા. રા. અંબાલાલભાઇની ભવ્ય ભાવના સંબંધી હકીકત મેળવી એટલુંજ નહિ પણ તેમની સાથેની વાતચીતમાં માજીનો વિચાર જે સ્વપ્ન દશ્ય હતો તે જણાવ્યો. જેથી માજીની કૃપાબળે તે વિચારણાને અંબાલાલભાઇએ વધાવી લીધી; કારણ કે માજીની વંશપરંપરાથી ચાલતી આવેલી વિશુદ્ધ ભક્તિમાં બનતી સેવા બજાવવી એ તો તેમનું કર્તવ્યકર્મ હતું તેમણે સર્વ પ્રકારે તે મનોવૃત્તિને સફળતા આપવા પૂર્ણોત્સાહ પ્રદર્શિત કર્યો, એથી તેઓ બેરાળુ ગયા. તેમજ સુમુહૂર્તે માજીની મૂર્તિ અમદાવાદ લઇ આવ્યા.

સં. ૧૬૭૯ ના વૈશાખ શુદી ૬ ગુરૂવારના રોજ નવાપુરાના મંદિર નજીકના નવા ભવ્ય દેવાલય અંદર મજકુર માજીની મૂર્તિ કાયમને માટે તેમણે યથાશક્તિ ભક્તિ સાથ વેદોક્ત વિધિવત્ અંબાલાલભાઇની શુભેચ્છાથી પ્રતિષ્ઠા કરી અને એથી એમણે તેમજ પ્રેક્ષકોએ પૂર્ણાનંદ મેળવ્યો. આ સમય જોવા યોગ્ય ધામધૂમ થવાથી ભાવિક ભક્તોનો પણ અપાર ઉત્સાહ વૃદ્ધિ પામ્યો હતો.

આ સર્વ પ્રભાવ તેઓએ આનંદના ગરબાથી નિહાળ્યો છે, તથા દરેક કાર્ય વખતે આ ગરબાની અજમાયસ કરી છે કે જે ધારેલી ધારણા સફળ કરવા સાક્ષાત્ કલ્પવૃક્ષ સમાન છે. વલ્લભભટ્ટનું પણ કથન છે કે-"કળિ કલ્પતરૂવાડ, જે જાણે તેને મા;" આ કળિયુગ અંદર કલ્પવૃક્ષની વાડીરૂપ છો; તો પણ જે આપને પૂર્ણપણે જાણે પિછાણે છે તેનેજ સફળ ઇચ્છાપૂરક કલ્પતરૂ સમાન છો.

વડનગર નિવાસિ નામાંકિત ભક્તરાજ જદુરામ મહારાજે

પણ કહ્યું છે કે-" કલિયુગમાં મા કલ્પવૃક્ષ છે આશી નિરાશી ન થાય."-મતલબ કે માજી ! કળિ કાળમાં કલ્પવૃક્ષ રૂપ હોવાથી આશાવંત જનો નિરાશાને મેળવતાંજ નથી.

તેમજ ભક્તરાજ માધવદાસજી પણ કહી ગયા છે કે –

"નવે ખંડમાં ત્હારૂં બિર્દ રે, માનુનીના તેં કીધા છે મર્દ રે;
દુખિયાંનાં ટાળ્યાં તેં દર્દ રે, સલખનપુરે સાચી મા બહુચરારે."

આ પ્રમાણે અનેક પ્રમાણભૂત વચનો છે અને જેની જેવી સબળ નિર્બળ ભાવના તેવી તેની ઇચ્છા પરિપૂર્ણ થઈ છે.

આનંદના ગરબાના પાઠથી કચ્છ ભુજના શરદબાગ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ રા. રા. વાલજીભાઇ માધવજીભાઇ પણ દવાઓ કરી કરી તદ્દન કંટાળી ગયા હતા છતાં અજીર્ણની બીમારી ન મટી જેથી તેમની જિંદગી તરફની આશા પણ શંકાને શરણ થઇ રહી હતી; તથાપિ ગરબાનો પાઠ કરતાં અણધારી અજબ રીતિથી તન્દુરસ્તી પ્રાપ્ત થઇ કે જેઓ હાલ હૃષ્ટપુષ્ટ રહેવાથી ગરબાના અનન્ય ઉપાસક થયા છે. તેમજ રા. રા. વિશનજીભાઇ રાઘવજીભાઈ આ. રેવન્યુ કમીસ્નર સાહેબ (ભુજ) તેમણે અને રા. રા. પ્રેમજીભાઇ ઉમરશી ગોલ્ડ એન્ડ સીલ્વર સ્મીથ કચ્છ વર્કસ ભુજ (હાલ વડોદરામાં છે.) તેમને અને મને પણ આનંદના ગરબાના અલૌકિક ચમત્કારો મળ્યા છે. તેમજ ભુજમાં એક દરજીને ત્યાં રોજ ઘર ઉપર પથરા પડતા હતા તે આ ગરબાના પાઠથી આશ્ચર્ય રીતે બંધ પડી ગયા હતા. અને ભોગીલાલજીને તો સેંકડો ચમત્કારો મળવાથી આનંદના ગર

ખાને કંઠમણિ ગણિ  નિરંતર ભણવાનો નિયમજ બક્ષાયેલો છે. પ્યારા ચિ. ડૉ. મહાદેવપ્રસાદ અમેરિકા ન્યુયોર્ક અંદર એમ. ડી. ની ડીગ્રી મેળવવા ગયા છતાં માજીની કૃપાથી ટુંક મુદતમાં અણધાર્યા સંયોગો વચ્ચે ઘણા માન સન્માન સાથે ઉંચા પદની પદ્વી પ્રાપ્ત કરવાથી તેમની મનેચ્છા સુફળ થઇ છે. આથીજ વલ્લભભટ્ટજીનું વાકય સત્ય છે કે કલ્પતરૂ સમાન સર્વેચ્છા પૂરક આનંદના ગરબાનો પાઠ છે એ નિર્વિવાદ છે ! તેમજ મહાત્માઓનું કથન છે કે—" कलौचण्डीविनायकौ–આ કળિકાળ અંદર દેવી અને ગણપતિજી ખાસ ચમત્કારદાતા છે."

આજે આ આનંદના ગરબાને જન્મ મળ્યે લગભગ ૨૭૦ વર્ષ થવા આવ્યાં છે અને આના પાઠ કરનારા પ્રેમી સેવકો-પાઠકો બેસુમાર છે; પરંતુ આ ગરબાનું ખરૂં રહસ્ય અને શુદ્ધ પાઠ જાણનારા કોઇ વિરલાજ પાઠક છે. કેમકે તેના પૂર્ણ અર્થ પ્રકટ કરવા કોઇનું ધ્યાન દોરાયુંજ નથી. નથી દોરાયું એનો હેતુ એજ કે ગરબાના અર્થ લખનાર કાવ્ય સાહિત્યનો પૂજક અને રસિક પ્રયોજક હોય તોજ તે કાર્ય પાર પહોંચી શકે. તેમજ આ ગરબામાં મારવાડી–મરાઠી–કચ્છી–માગધી–હિંદી અને પ્રાંશયન તથા ગામડીઆ ભાષાના પણ કોઇક શબ્દ છે જેથી તે બધી ભાષાઓનું જ્ઞાન પણ હોવું જોઇએ તો યથાર્થ અર્થ લખી શકાય, અને એવી રીતે અનુવાદ થાય તો ઘણા પ્રેમી પાઠકો આ ગરબાના રહસ્યનો ઉત્તમ લાભ લઇ શકે કે જેથી વલ્લભભટ્ટજીના શ્રમની સાફલ્યતા પણ થઇ શકે.

એક સમય આ ગરબાના અનુંવાદ સંબંધ વિષે રા. રા.

ભોગીલાલભાઇએ મને પ્રેરણા કરી એટલે મારી માજીની કૃપાથી પણ તે તરફ મનોવૃત્તિ પ્રેરાઇ અને મેં તે પ્રેરણાને વધાવી લીધી છતાં પણ મેં તેમને કહ્યું કે, 'એક મનુષ્ય બધી બાબતોમાં નિષ્ણાત હોતો નથી; કેમકે 'सर्वज्ञणकोहारः' જેથી મારા કરેલા અનુવાદને અવલોકી તેમા યોગ્યતા સચવાઇ છે કે કેમ તે જોઇ જાણી સુધારો વધારો કરી શકે તેવો કોઇ શક્તિમાન વિદ્વાન શોધી દેવા ધ્યાન દેવું પડશે' આ ઉપરથી ભોગીલાલજીએ કહ્યું કે—'તે કામ મારા મામાના દીકરા બદ્રુશંકરજીને સોંપી ઇચ્છા અદા કરાવી દઇશ.'

તદનંતર આ ગરબાનો અર્થ મેં યથામતિ સાથ લખી ઉક્ત સુજનમંડળી સમક્ષ અર્થ વિચાર સંબંધી શંકા સમાધાન કરી ઘણા પાઠની ચુંટણી સમેત શુદ્ધ અને નિઃશંક ભાષાંતર તૈયાર કર્યું અને એથીજ હું પ્રિય પાઠકોને આનંદ આપવા અનુસર્યો છું. પણ તે પુસ્તક ૦-૮-૦ ની કિંમતે પ્રકાશક પાસેથી મળી શકશે.

આ સ્થળે (ભોગીલાલજી અને બદ્રુશંકરજી) એ બેઉની થએલી માજીની સેવા માટે હું અત્યંતાભારી છું.

આ પાઠસિદ્ધિરૂપ આનંદના ગરબાની સિદ્ધિ મેળવવા ઇચ્છનાર મહાશય પોતાની મનકામના સફળ થવા નિમિત્ત આશો માસની નવરાત્રી અંદર જયાં શ્રી બહુચરાજીનું મંદિર હોય ત્યાં અથવા ગૉખ આંગી મૂર્તિ છબી સન્મુખ રાખી, જવારા સહ સુમુહૂર્તે કુંભસ્થાપના કરી શ્રીફળ સ્થાપી માજીનું દીપ ધૂપ નૈવેદ્યાદિથી પૂજન તથા આરતી આદિ કરવું. ઉત્તમ દ્રઢ સંકલ્પ

સાથ આનંદનો ગરબો હમેશાં ઉપરનો વિધિ સાચવી બની શકે તેટલીવાર શુદ્ધ ઉચ્ચાર અને અર્થ વિચારની ભાવના પૂર્ણ ભણવો. કિંવા આશો શુદી ૮ મીની ચાર ઘડી રાત્રિ જવા પછી માજીની સન્મુખ દીપ ધૂપ યુક્ત ગરબાનો પાઠ શરૂ કરી નવમીના સૂર્યોદય થતાં લગી ૧૦૮ વાર ભણવો જેથી પૂર્વ સેવા સિદ્ધિ પ્રાપ્ત થાય છે. અથવા તો મહા માસની, ચૈત્ર માસની, આષાઢ માસની, અને આશોની નવરાત્રીથી પણ ઉપરનો વિધિ સેવી શકાય છે. નવમીના રોજ દિવસે માજીનું પૂજન કરી પારણું કરી ઉત્થાપન કરવાનો નિયમ છે. ( બ્રહ્મચર્ય, સત્યવચન, સાત્વિક ભોજન અને પવિત્ર આચાર વિચાર જાળવવા ખાસ ધ્યાન દેવું. ) તદનંતર બીજા વર્ષની આશોની અષ્ટમીના દિને **"નમો નમો જગમાત. નામ સહસ તારે મા; માત તાત ને ભ્રાત, તું સર્વે મ્હારે મા."** આ પાઠ મંત્રનો દશ હજાર જાપ કરવો અને એજ મુજબ ચારે નવરાત્રીએ કરવું જેથી મંત્રસિદ્ધ થાય છે. અગર જેની જે માગણી હોય તે પૂર્ણ કરવા ગરબામાં ૧૦૦ મા ગરબાથી શરૂ થયલા પદમંત્રની ઉપાસના કરવી. એટલે કે, ધન ધાન્ય પશુ પુત્ર અને દિર્ઘાયુ એ પાંચ ઇચ્છાવાળાએ-**"પામે પદારથ પાંચ, શ્રવણે સાંભળતાં** મા," આ પાઠની ઉપાસના કરવી. અગ્નિભયથી બચનારાએ-**"નાવે ઉન્હી આંચ,** દાવાનળ બળતાં મા." તથા શત્રુના શસ્ત્રાસ્ત્રના ભયથી બચનારાએ-**"શાસ્ત્ર ન અડકે અંગ"** એ બે પદનો, તેમજ હમેશાં નવનવા ભોગ સંયોગની ઇચ્છાવાળાએ **"નિત નિત નવલે રંગ"** એ બે પદોનો, તથા જળભયથી બચનારાઓ

"જળ જે અકળ અઘાત-" એ બે પદોનો. તથા અન્ય ભય સંકટનાશનાર્થ "ક્ષણ ક્ષણ નિશિદિન પ્રાત-" એ બે પદોનો, તથા ભૂત પ્રેતાદિના ત્રાસ નિવારણ માટે-"ભૂત પ્રેત જંબુક" એ ચારે પદોનો, તથા પગ હાથ વગેરે અંગપાંગની ગતિ ભંગ થએલી સુધારવાની ઇચ્છાવાળાએ—"ચરણ કરણ ગતિ ભંગ" એ બે પદોને, તથા મુંગા બોબડા તોતળા અને અંગની બાધા વ્યાધિયો ટાળવાની ચાહનાવાળાએ "ગુંગ મુંગ મુખ અંગ" એ બે પદોનો, રોગથી અંધાપો પામેલો ટાળવાવાળાએ-"સયણ વિહૂણાં નેણ" એ બે પદોનો. તથા વાંઝીઆપણું ટાળવા ઇચ્છનારાએ "પુત્ર વિહૂણા કહેણ" એ બે પદોનો. ધર્મ અર્થ કામ મોક્ષની ઇચ્છાવાળાએ "કળી કલ્પતરૂ વાડ" એ ચારે પદોનો. પુરૂષાર્થ મેળવવાની ચાહનાવાળાએ "પ્રકટ પુરૂષ પુરૂષાઇ-" એ બે પદનો, તથા ગરીબી ટાળી ઠકુરાઈ પામવાની ઇચ્છાવાળાએ "ડાલાં ઘર ઠકુરાઇ" એ બે પદનો. તથા નિર્ધનને શ્રીમાન થવું હોય તો "નિર્ધનને ધન પાત્ર" એ બે પદનો, રોગ શોક દુઃખ માત્ર નાશનાર્થ-"રોગ દોષ દુખ માત્ર-" એ બે પદોનો તથા વિવિધ વાહનોની સંતતિ ચાહનારે "હય ગય રથ સુખપાલ" એ બે પદનો, તેમજ ધર્મની ધ્વજા ધન ધાન્યાદિની સ્થિરતા મેળવવા ચાહનારાએ "ધર્મધ્વજા ધન ધાન્ય" એ બે પદોનો, અને રાજ્યમાન વાંછનાવાળાએ-"મહિપતિ દે મુખ માન" એ બે પદોનો સબળ સંકલ્પ ગર્ભિત વિધિ યુક્ત મંત્ર જપવો. એટલે ત્રણ કે નવ દિવસમાં ૧૦૦૦૦ સંપુટિ પાઠ કરી, કાર્યસિદ્ધિ મળ્યે અપરાધ ક્ષમા શાંતિ પાઠ—નવચંડી કરાવી બ્રહ્મભોજનાદિવડે માજીની પ્રસન્નતા મેળવવી.

દેવોની પ્રસન્નતા મેળવવી કે દર્શન દે તેવી ભાવના સબળ કરવી એતો કાર્યકર્ત્તાના મનોબળ સંકલ્પર આધાર છે. પ્રલ્હાદના અડગ ટેક બળવડે સ્થંભ અંદરથી નૃસિંહ ભગવાન પ્રકટયા. માર્કંડેય ઋષિને યમદૂત લેવા આવ્યા તે વખતે મુનિની સ્તુતિથી પાર્થિવેશ્વરમાંથી શ્રી શંકર પ્રકટયા હતા. ભક્ત બોડાણા માટે રણછોડજી સવા વાલથી પણ ઓછા થયા હતા. દ્વારિકામાં શ્રીકૃષ્ણ સ્વરૂપ અંદર મીરાંબાઇ સમાયાં હતાં. પીપા, નરસિંહ મહેતા, સૂરદાસ, હરિશ્ચંદ્રાદિ ભક્તોનાં કષ્ટ ટાળવા પ્રભુ લક્ષ્મીપતિ પ્રકટ થયા છે. તુલસીદાસજીને શ્રીરામ ભેટયા છે અને વૃંદાવનમાં શ્રી રાધિકાપતિયે રામરૂપે દર્શન આપ્યાં છે. શ્રીકૃષ્ણચંદ્ર ભગવાનના વાળ અંબાજીમાં ઉતરાવ્યાની સાક્ષી શ્રીમદ્ ભાગવતજી આપી રહેલ છે. રામકૃષ્ણ પરમહંસ શ્રીમહા કાળીના પરમોપાસક હતા અને તેમાંથી સાક્ષાત્કાર થયો હતો. સ્વામી વિવેકાનંદજીને પણ મહાકાળીનો અને હનુમાનજીનો સાક્ષાત્કાર થયો હતો અને આપણાં પ્રમાણભૂત શાસ્ત્રો પણ પુકારી પુકારીને કહે છે કે-**सर्वं तममूर्तं हरिम्.** પરમાત્માશ્રીના ચૈતન્ય શિવાયની એક પણ વસ્તુ છેજ નહીં. સ્વામી વિવેકાનંદજીએ પણ મૂર્તિ પૂજા માટે ઉંચો વિચાર ધરાવ્યો છે. જગપ્રસિદ્ધ ડૉ. જગદીશચંદ્ર બોઝે પણ સ્થાવરમાં પ્રભુની ચૈતન્ય શક્તિની પૂર્ણ લાગણીઓ સાબેત કરી જગતજનોને ઉચ્ચ સાયન્સ બળથી ચકિત કર્યા છે. દેવની ભક્તિ કરવાથી વારંવાર મંત્રોચ્ચારણવડે માનસિક (ઉચ્ચ) ભૂમિકાપર તે દેવનો આકાર ખડો થાય છે. તેથી તેમની પવિત્ર અને શુભ શક્તિયો સેવક ભણી આકર્ષાયાથી તેવું કેન્દ્રસ્થાન બને છે. મીમાંસામાં દર્શાવ્યું છે કે-**मंत्रात्मक देव-**

મંત્રો વિના દેવ છેજ નહીં. અર્થાત્ અમુક દેવતાનો અમુક મંત્ર શુદ્ધોચ્ચાર કરવા વડે ધ્રુજારીઓ પેદા થાય છે તે ધ્રુજારીઓ ઉચ્ચ ભૂમિકાપર આકૃતિ ખડી કરે છે તેથી તે દેવ તેટલો સમય તેમાં નિવાસ કરે છે અને ભક્તની મનકામના પૂર્ણ કરે છે.

મહામાયા શ્રી જગત્પતિની સર્વ શક્તિ છે. તે મહામાયાએ દૃશ્યમાન જગતમાં અનેક કાર્યપરત્વે અનેક ભિન્ન ભિન્ન રૂપે પ્રકટ થઇ સકળ આસુરી સંપત્તિનો અંત આણ્યો છે, સંત સુરધેનુની વ્હાર કરી જગતની નીતિ રીતિ આદિ નિયમમાં રાખેલી છે, અને તેમનેજ વિશ્વવાસિયો અનેકરૂપે પૂજે છે; પરંતુ તેઓ તો એકજ રૂપમાં રહી પ્રતિ અણુમાં ગતિ આપવા પ્રકાશિ રહેલ છે. અર્થાત -"एको देवः सव तेषु भूगूढः सर्वव्यापि सर्व मूर्तांतरात्मा- એકજ દેવ કુલ પ્રાણી પદાર્થ અંદર ગુપ્ત કિંવા પ્રકટરૂપે પણ રમી રહેલ છે અને અખિલ પ્રાણિ વિષે અંતરાત્મા રૂપે પ્રકાશિત છે." કથનનો હેતુ એજ છે કે ઇષ્ટ દેવતા જ્યાં જોઇએ ત્યાં-અણુ અણુ અંદર પ્રકાશિત છે. માત્ર સબળ ભાવનાની સુરતા લાગે તો તો મનેચ્છા મુજબ કાર્યસિદ્ધ હાજરજ રહે છે.

સમસ્ત ભાવિક શાક્ત ભક્તોનો આનંદ મળવા હિતાર્થ આ આનંદનો ગરબો અર્થ રહસ્ય વગેરેથી વિભૂષિત કરી પાઠકોના કરકમળ શોભાવવા તૈયાર કર્યો છે. ઇચ્છુ છું કે આ ગરબાના પાઠથી પ્રેમી પાઠકો અખિલ મન કામના અને અખંડાનંદ મેળવી આ માયામયી સંસાર ચક્રના ફંદથી દૂર થઇ શક્તિચરણમાં લીન થવા મસ્ત બનશેજ !

આ ગરબાના અર્થ* પૂર્ણપણે પ્રકાશ કરવા એ તો હાથ વડે સાગર તરવા સરખો મૂઢ પ્રયાસ જ મનાય તેમ છે. તથાપિ માજીઅર્પિત યથામતિવડે જે કંઈ સાર મંથન કરી તત્ત્વ તારવ્યું તે રસવત્ ગુણગ્રાહી સુજનો સ્વિકારી સુધારી મારા શ્રમને સાફલ્યતા બક્ષશેજ! જો કે આ જગત્ ભૂલભરિત હોવાથી મારી મતિમાં તે ભૂલનો અંશ કદાચ હોય તો આશ્ચર્ય નથી. માટે આપ વાચક મહાશયમંડળ રહેલી ભૂલ દોષાદિક ભાવની રિંવા સુરસ સિંચનની ખામી વિષે દરગુજર કરી મને કરૂણાની રાહે તે તે ભૂલો દોષો વગેરેની સૂચના કરશે તો બીજી આવૃત્તિ સમય તે વિચારોને યોગ્ય સ્થળે સ્થાપવા વધાવી લઇશ.

જો કે આ ગરબાના પાઠ ઘણા છપાઇ ચૂકયા છે; તથાપિ ક્રમે ક્રમે લિપિ સમજદોષથી અશુદ્ધતા થઇ જતાં અર્થનો નિર્ણય પણ કુરકેલ થઇ પડયો હતો જેથી મેં ઘણી પ્રતોને આધારે પાઠ અથ રહસ્યસંગતિને ધ્યાનમાં રાખી આ અર્થ સહિત તૈયાર કરેલ છે જેથી દુરાગ્રહી ન થતાં સુજનો આ પાઠ અર્થને ધ્યાનમાં લેશે

રાજનગર સંવત ૧૯૭૯ પોષી પૂર્ણીમા

શક્તિચરણોપાસક
પુરોહિત પૂર્ણચંદ્ર શર્મા.



* અર્થ સહિત ગરબો પ્રકાશક પાસેથી ૦-૮-૦ ની કિંમતે મળશે.

શ્રી

# શ્રી ચુંવાળચોકમાં બીરાજતી શ્રી બહુચરાજી માતાજી (મહામાયા) નું માહાત્મ્ય વર્ણન અને વહીવટ.

## મહાત્મ્ય.

આ સ્થાન પુર્ણ બ્રહ્મમય તેજ વેદમાતા મહાન ગાયત્રીનું સાક્ષાત ઉજ્વળ દેવસ્થાન છે, અને મૂળ સ્ફાટીક (પ્રાચીન વખતનો) ના ઉપર સંપૂટ સુવર્ણનો ગાયત્રી યંત્ર છે, તેનીજ દેવી રુપે પુજા થાય છે. બાકી મહામાયાનું સ્વરૂપ નીરંજનનિરાકાર છે. આ સ્થાન આદીઅનાદી સૃષ્ટી મંડાણ પહેલાનું શ્રી માયાનું છે, અને તેથી તેની પ્રતીષ્ટા કે ઉત્પત્તિનું વીવેચન થઇ શકતું નથી. તથાપિ માયારૂપે જે જે કાર્યો ઇતિહાસરૂપે અને શાસ્ત્રાનુસાર મળી આવે તેનેજ મહાત્મરૂપે ગણી તેજ પ્રગટ થઇ શકવા જેવું છે. આ સૃષ્ટિમાં અનેક દેવીરૂપે સ્થાનો છે. જે માયાના અનેક કાર્યરૂપે ગણાયેલાં નામોથીજ છે, અને મહામાયા ગાયત્રીનું સ્થાન આ સિવાય આ ભુમંડળમાં નથી. જે વખતે શ્રી પરમાત્મા કૃષ્ણભગવાનનો સોળ કળા અવતાર ધરવા સમય થયો ત્યારે શ્રી ભગવાને કૃષ્ણરૂપે વસુદેવને ઘેર દેવકીજીના ઉદરે અવતાર લીધો તેજ સમયે આ મહામાયારૂપે નંદજીને ઘેર જસોદાજીને ઉદરે માયાએ પુત્રીરૂપે અવતાર ધારણ કર્યો દુષ્ટ કંસ પોતાની ભગિનીના તમામ સંતાનોનો નાશ કરતો હોવાથી, તેજ

રાત્રીમાં શ્રી ભગવાનને જસોદાજીને ત્યાં અને માયાને દેવકીજીને ત્યાં અદલબદલ ગોઠવી દેવામાં આવ્યાં પછી કંસને દેવકીજીને પ્રસુતની ખબર થતાં તેનો નાશ કરવા દેવકીજી પાસે [બંદીખાનામાં] આવ્યો અને નાશ કરવા બાળક માગતાં આ મહામાયાને બાળકીરૂપે ધરવામાં આવ્યાં ને તેને કંસ પોતે મારવા જતાં માયારૂપ શક્તિ વીજળીરૂપ થઇ જતાં ગગનરૂપ વાણીથી કંસને જાહેર કર્યું કે દુષ્ટ તને મારનાર શ્રી ભગવાનનો સોળ કળા પૂર્ણાવતાર થઇ ચુક્યો છે. એમ વાણી થઇ વીજળીરૂપ તેજ અલોપ થઇ ગયું તેજ આ મહામાયા સ્થાન છે, અને માયાએ જે જે અવતાર ધારણ કરી કાર્યો કર્યા તે તે રૂપે જે તે સ્થાને તે તે દેવીરૂપે પુજાય છે. સવ દેવી કે શક્તીનું મુળ તેજ મહામાયા એ આ સાક્ષાત મહામાયા છે, અને કારણરૂપે જયાં ત્યાં નામરૂપે પ્રખ્યાતી થઇ પૂજય સ્થાનો થયા છે. બાકી તે સર્વ દેવીયોનું તત્વ મહામાયાએ બહુ ઠેકાણે પ્રવાસ એટલે પ્રગટ થઇ કાર્યો કર્યા ઉપરથી બહુ નામવડે વિખ્યાત થઇ, એવાં સર્વ દેવીયોનાં તત્વથી પ્રાકતમાં અપભ્રંશરૂપે બહુચરાજી નામ પડેલું છે. જેને માટે શ્રીમદ્ ભાગવતમાં પણ કહેલું છે.

એ આધારે બહુચર નામ પડેલું છે. બીજી રીતે બહુ જે કે ઘણા, ચર નામ ફરવું પ્રવાસ કરવો યા ચરી જવું, ભક્ષ કરવું એવી રીતે બહુ રાક્ષસોના ભક્ષ કરવાના લીધે આ માયાનું નામ બહુચરાજી થયેલું છે, અને મૂળ આ સ્થાન મહામાયા ગાયત્રીનું મહાન સ્થાન છે. દેવીભાગવત કે ભગવતી ભાગવતમાં જે જે દેવીઓનું વર્ણન કરેલું છે તે મહામાયા પોતે કારણરૂપે થએલાં

નામોનું છે, અને આ મહાનમાયાનું વર્ણન કરવા તો માત્ર વેદ સિવાય કોઈ સમર્થ નથી ને વેદમાં માયાનું સવિસ્તર વર્ણન કરેલું છે એટલે તે સિવાય બીજા દેવી મહાત્મનાં પુસ્તકોમાં આ વર્ણન મળી શકતું નથી, અને હોયજ નહી, તેવી નીરંજન નીરાકાર વેદમાતા ગાયત્રી મહામાયાનું સ્થાન આદ્યઅનાદ્ય છે, કે જેમાંથી તમામ દેવીયો ઉત્પન્ન કારણરૂપે સમયાનુસાર ગણાએલી છે. તે આ મહાન વેદમાતુને હું વંદન કરૂં છું. દ્વારકાં મહાત્મમાં લખેલું છે કે દ્વારકાંથી સો કોસ ઉપર આ માયાનું સ્થાન છે. અને બીજી રીતે તો મહાન મહાનમાયાનું વર્ણન કોઇ કરી શકવા સમર્થ નથી. તેવી જગત માતુશ્રીનું આ તીર્થ સ્થાન છે, જેને પુર્ણ બ્રહ્મમય રીતે અધ્યયન કરવાથી બ્રહ્મત્વને પ્રાપ્ત થઇ શકાય છે. તેવાં આ શ્રી માતાજીની ભક્તિ લાભ લેવા જગત માત્રે ચુકવું જોઇતું નથી.

## સ્ત્રીનો પુરૂષ થવાની હકીકત, તથા કુકડા (હીજડા) અહીં હોવાનું કારણ.

ભીષ્મપીતામહને મારવા અંબા બળી મુઇ, જેનો શીખંડી થયો ને પાંડવ કૌરવના યુદ્ધમાં શીખંડીના હસ્તે પીતામહનું મૃત્યુ નિર્માણ થયેલું હોવાથી, અને શીખંડી વ્યંઢળ (નપુશક) હોવાથી તેના હાથનું બાણ વાગવાથી પીતામહની અસદગતિ થાય માટે આ ધર્મયુદ્ધમાં તેટલા કારણ પુરતું પુરૂષત્વપણુ મેળવી આવવા શીખંડીને આજ્ઞા થવાથી, શીખંડી તે મેળવવા આ માયા સ્થાનકે આવ્યો, અને આ સ્થાનના માનસરોવર તીર્થપર યક્ષ ફરતા હોવાથી એક યક્ષે શીખંડીને આવવાનું કારણ પુછતાં તેણે તેને

હકીકત કહી, તે ઉપરથી યક્ષે પોતાનુ પુરૂષતત્વ શીખંડીને મળવા, અને શીખંડીનું વ્યંડળપણું યક્ષને મળવા આ તીર્થ (સરોવરમાં) એકબીજાને સંકલ્પ અપાયો લેવાયો. તે પ્રમાણે શીખંડી યુદ્ધમાં જઇ નીમેલી મુદતે યક્ષનું પુરૂષત્વપણું પરત આપવા ફરી આ સ્થાને આવતાં, વચમાં તીર્થ (સરોવર) નજીક યક્ષના ગુરૂ મળ્યા, તે ઉપરથી શીખંડીને આવવાનું કારણ પુછતાં પોતે યક્ષ પાસેથી ઉછીતું પુરૂષત્વપણું કારણરૂપે ગયેલો પરત આપવા આવવાનું જણાવ્યું તે ઉપરથી ગુરૂને ગુસ્સો થયો કે પોતાના શીષ્યે પોતાના અપરોક્ષ આ કાર્ય કેમ કર્યું? તેથી શ્રાપ દીધો કે જા તમારા એકબીજાના સંકલ્પો પ્રમાણે તને જે પુરૂષત્વપણું મળ્યુ છે તે તને કાયમ રહેનું, અને તારૂં વ્યંડળપણું યક્ષને મળ્યું છે તે તેનેજ કાયમ રહેનું. એ ઉપરથી શીખંડી પુરૂષ થયો ને યક્ષ વ્યંડળ (સ્ત્રી જેવો નપુશક) થયો. તે પ્રમાણે શાસ્ત્રાનુસાર આ તીથમાં સ્ત્રીનો પુરૂષ થયેલો છે, અને યક્ષ વ્યંડળ રહ્યો તેનો ફાતડો (હીજડો) બન્યો, કે જેથી હાલ પણ અહીં ફાતડા હીજડા હોવાનું અને તેઓનુ મૂળ સ્થાન આ ગણાય છે. અને હાલના આ યુગમાં પણ સ્ત્રીનો પુરૂષ થવાનો દાખલો સોળંકી-રાજા માટે બન્યાની વાત વલ્લભ ભટ્ટજીના ગરબાથી સાબીત થાય છે. તેનો પહેલાંનો ગરબો સવીસ્તર બીજી ઇતર બુકોમાં આપેલો છે તેથી સેહેજ સમજવા સરખું છે. માટે તેનું વધુ વિવેચન અહીં કરવું નીરર્થક છે.

### કમાલીઆ.

આ સ્થાનમાં કમાલીઆ લોકોની વસ્તી છે અને તેના અંગે

ગુજરાતમાં કેટલાક ગામોમાં તેની વસ્તી છે અને તે કોમ બડી હકદાર છે અને માતાજીના સેવક એક કોમ રૂપે ગણાય છે તેને કેટલેક ઠેકાણે કમાલીઆ તેમજ હીજડા કે ફાતડા અથવા પવૈયા માને છે, પણ તેમ નથી. હીજડા તો માત્ર વ્યંઢળ લોકો. સ્ત્રીનો પોશાક પહેરે છે તે છે અને કમાલીઆ તો એક દુનીયામાં જેવી જાતો છે તેવીજ એક જાત છે અને તેઓ ઘરબાર છૈયાં છોકરા નોકરી ચાકરીવાળા છે માત્ર આ કોમ અહીં સીવાય બીજે કયાંઇ નથી તેથી તે કોમ સબંધે લોકશંકા માટે હકીકત પ્રગટ કરવાની ખાસ જરૂર છે; આ કોમ સંબંધે તેઓને પુછપરછ કરતાં કાંઇ સંતોષકારક ખુલાસા બતાવતા નથી, તેમ આધારભુત કારણો મળતાં નથી, પણ બીજી રીતે તપાસ કરતાં તે કોમ થયાનું નીચેનું કારણ મળે છે તે વ્યાજબી લાગે છે. કમાલી કરીને મહાન ભક્ત થઇ ગયો છે, તેના શીષ્યો હીંદુ અને મુસલમાન બંને હતા. જયારે કમાલીનો આખર વખત આવ્યો ત્યારે બંને જણમાં ઝગડો જાગ્યો કે હીંદુ કહે અમે અગ્નીદાહ કરીશું ત્યારે મુસલમાનો કહે અમે કબર કરીશું. આ તકરારનો અંત લાવવા માટે ગુરૂએ બંને પક્ષના શિષ્યોને બોલાવી પાસે બેસાર્યા, ને કહ્યું કે હીંદુએ ચીતા તૈયાર રાખવી અને મુસલમાનોએ કબર તૈયાર રાખવી, મારા પ્રાણ ગયા પછી મારા ઉપર જે કફન હોય તે ઉડીને જે સંસ્થાપર પડે તે પ્રમાણે વ્યવસ્થા કરવી અને તે મુજબ તમામ શીષ્યોએ આગળ ઉપર પોતાને માટે ધર્મ ચલાવવો, એ ઉપરથી આખર પછી ગુરૂ ઉપરનું કફન ઉડી કબરપર પડયું. તેથી તેમની

ઉત્તર ક્રીયા મુસલમાંની ધર્મ પ્રમાણે થઇ ,અને હીંદુઓને આ-ગળ માટે પણ ગુરૂની આજ્ઞા મુજબ કરવાનું આવ્યું, ત્યારે હીંદુઓથી તેમને જુદા થયા સીવાય છુટકો નહોતો ત્યારે તે હીંદુઓ કમાલીના શીષ્ય માટે કમાલીઆ એ નામ ધારણ કરી જુદી કોમ આ ઉત્પન્ન થઇ, ને તેથી હાલ પણ કમાલીઆ લોકો નો તમામ ધર્મ હીંદુ પ્રમાણે પણ મરણ ક્રીયા મુસલમાનો પ્રમાણે થાય છે અને તેમની અહીં વસ્તી હોવાથી અને આ સંસ્થાન બંધાવાથી તે વખતના તેમને અહીં હકદાર બનાવવામાં આવ્યા છે.

**વીક્રમ રાજાએ આ સ્થાનની કરેલી યાત્રા અને પરદુ:ખ ભંજન ખાતર એક બ્રાહ્મણને પોતે અપાવેલું પુરૂષત્વપણું.**

રાજા વીક્રમે પણ પરદુ:ખભંજન ખાતર એક બ્રાહ્મણને પુરૂષત્વપણું અપાવવા ખાતર પોતાની ઈષ્ટદેવી હરસીદ્ધીની ઉપા-સના કરતાં, હરસીદ્ધી માતાએ આ સ્થાન બતાવી અહી તે કામ થશે એમ આજ્ઞા કરી અને આ સ્થાન આદ્ય અનાદ્યનું છે એમ પણ કહ્યું તે ઉપરથી ખુદ પોતે વીક્રમ રાજા આ સ્થાનકે આવી એ બ્રાહ્મણનં પુરૂષત્વપણું અપાવી દુ:ખ ભાગ્યું છે; ( આ હકી-કત સામળભટ્ટ કૃત બત્રીસ પુતળીની વારતા જે કે જુની પ્રત ઉપરથી સુધારી ત્રીજી આવૃતી મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે તરફ-થી બહાર પડી છે તેમાંથી ૧૬ મી વારતા કાષ્ટના ઘોડાની છે તેમાંથી તે ચોપડીના પાંન ૩૦૮ થી ૩૧૪ સુધીમાંથી મળે છે. )

## અલ્લાઉદ્દીન ખુની.

વળી બીજી એવી પણ દંત કથા ચાલે છે કે અલ્લાઉદ્દીન ખુની હીંદુ ધર્મનું ખંડન કરતો કરતો સીદ્ધપુર આવી રૂદ્રમાળ તોડી બ્રાહ્મણોને વટલાવવા માટે પકડી બાંધવામાં આવ્યા, ને ફરમાન કર્યું કે તુમારા સચ્ચા દેવ બતલાવો નહીતો મુસલમાન બનો. એ ઉપરથી બ્રાહ્મણોએ મહાન અનુષ્ઠાંન અને સાધનાઓ કરી ત્યારે ત્રણે દીવસે મહામાયા પ્રસન્ન થઇ બ્રાહ્મણોને સ્વપ્નમાં જણાવ્યું કે, "સીદ્ધપુરથી પશ્ચિમે વનમાં મારૂં સ્થાન છે ત્યાં તમે તે રાજાને લાવો કે હું ચમત્કાર બતાવીશ." એ ઉપરથી સવારમાં અલ્લાઉદ્દીનને આ સ્થાને આવવા વીનંતી કરી તે ઉપરથી સ્વારી સાથે આ વનમાં આવી મુકામ કર્યો. (બ્રાહ્મણો સાથે) અહી આ વનમાં આ સ્થાન આગળ કુકડા (મરઘડા) ફરતા હતા, તે દેખી તરત મુસલમાન લશ્કરે તેનો ઉપયોગ આહારમાં કર્યો, સવાર થતાં એક રહેલો કુકડો બોલ્યો બરાબર જેટલા ઇસમોએ તે ભક્ષ કર્યા હતા, તેના પેટમાં તમામ કુકડા સજીવન થઈ બોલતા બોલતા તેઓનાં પેટ ફાડી બહાર નીકળી પડયા. તે ચમત્કાર જોઇ અલ્લાઉદ્દીન ખુનીએ બ્રાહ્મણોને છોડી મુકયા, અને માતાજીને નમન કરીને હીંદુ ધર્મ ખંડન નહી કરવાની પ્રતીજ્ઞા લઇ ચાલ્યો ગયો.

## આ સ્થાનનું સંસ્થાનરૂપ બંધાવું, અને પ્રસીદ્ધી.

આ મહાન માયાનું સ્થાન યુગે કરી અપ્રસીદ્ધ ગુપ્ત અને અજાણપણામાં હતું ને હોયજ એ વાત નીરવીવાદ છે. અહી માત્ર વરખડીયોના વન સીવાય કાંઇ નહોતું, અને માત્ર લુંટારા

ધાડપાડુઓ ગુન્હા કરી અહી વેંહચણી કરતા ને આ દેવીના સ્થાને ચોથ ભાગ મુકતા. જયારે વડોદરામાં બાબીનું રાજય હતું, તેવામાં પાટણ બાબીનું રાજય હતું, તેવામાં શ્રીમંત માનાજીરાવ મહારાજ સાહેબ મુલકગીરીના સુબા આ પ્રાંતમાં હોવાના કારણે આ વનમાં કાંઇ રાજયદ્વારી તપાસના કારણે, અગર લુટારૂઓની શોધના કારણે આ વનમાં આવેલા હતા. ને ત્યાં આ સ્થાન તથા કુંડ પુર્વનો અસલી જોઈ પ્રસન્ન થયા, ને ત્યાં વીશ્રામ કર્યો, ત્યાં પોતાને પાઠાનો રોગ થએલો હોવાથી મટતો નહોતો, તેથી તે વખતે અહી દેવની પાસે રહેનાર પુજારીને પુછતાં દેવીની બાધા આપી, અને પાઠાપર કુંડનો ગારો લગાવતાં, અહી મુકામ હતો તે દરમ્યાન સારૂં થવાથી તેમની આસ્થા વધી ને બાધા કરી કે જો વડોદરામાં મારૂ રાજય પુર્ણપણે સ્થાપન થશે, તો પ્રથમ આ દેવસ્થાનનો ઉદ્ધાર કરીશું. અને શ્રી કૃપાથી તે પ્રમાણે વહેલું મોડું થવાથી પરમકૃપાળુ શ્રીમંત ગાયકવાડ સરકારે અહી માતાજીનું દેરૂ બંધાવ્યું તથા દેવળ ફરતો મોટો કોટ તલાવ વીગેરે બંધાવ્યાં અને પુજા નૈવેદ તથા બીજા ખરચ માટે નજીકના ત્રણ ગામ બેચર, શંખલપુર, ડોડીવાડા, ગામો ધર્માદાય અર્પણ કરી ઉત્તમ પ્રકારે સંસ્થાન બાંધી પ્રસીદ્ધીમાં આણ્યું. ને વખતો વખત સુધારા વધારા થઇ અત્યારે શ્રીમંત પરમકૃપાળુ માહારાજા શ્રી ગાયકવાડ સરકાર એઓશ્રીના ઉદાર આશ્રયમાં, આખા હીંદુસ્થાનમાં ઉત્તમ પ્રકારનું સંસ્થાન બની હીંદુ ધર્મની મહાન માહામાયા ગાયત્રીનું પુરાણું સ્થાન ઉજવળ કરતી ભોગવી રહ્યું છે, ( આ હકીકત હાલ લોકમાં દંતકથા ઉપરથી લખવામાં આવી છે. )

## વર્ણન અને વહીવટ.

આ સંસ્થાન શ્રીમંત ગાયકવાડ સરકારના કડી પ્રાંતના ચાણસમા તાલુકામાં છે. સરકાર તરફથી આ સંસ્થાનનો તમામ વહીવટ થાય છે, અને કારભારીના હુદાથી શ્રીજીની વ્યવસ્થાની દેખરેખ રાખવા માટે અમલદાર અહી રહે છે. અહી દવાખાનું, નિશાળ, પોલીસખાતુ, મુલ્કીખાતુ વીગેરે કામની સંસ્થાન પુરતી કોટીઓ છે. અફીણ, ગાંજો, દારૂની સરકાર તરફથી દુકાનો છે. ગામો જે શ્રીજીનાં છે, તેની ઉપજ સંભાળવાનું કામ ચાણસમે તાલુકામાં થાય છે. શ્રીજીના આગળ યાત્રાળુઓનું બાધા માનતા અને ચડતર આવે તે ઉપજને ગોલખ કહેવાય છે, ને તે ઉપજનો દર વરસે સરકાર તરફથી ઇજારો અપાય છે. તે ઇજારાની જે તે તમામ સદાવ્રત આપવા ખાતે ઠરેલું છે. માટે તે રકમમાંથી સદાવ્રતનું જે ખરચ થાય તે જતાં જે રકમ વધે તે કમાલીઆ વ્હોરાને છ આની અને કાલરી સોલંકી ગીરાસીયાને દસ આની વહેંચી આપવામાં આવે છે, અને સદાવ્રતનું ખરચ વધારે થાય ને રકમ ઇજારામાં ઓછી ઉપજે તે કારણથી ખોટ જાય તો તે પ્રમાણે બંને સદર હકદારોથી પુરી કરાવી લેવામાં આવે છે. શ્રીજીની બાધા માનતા બદલ નીચે પ્રમાણે લેવા ઠરેલું છે.

| બાધા અગર બાબત. | લેવાની વિગત. | વિશેષ હકીકત. |
|---|---|---|
| માથાની વાળ ઉતરાવવાની લટની બાધા. | ૦—૬—૦ | |
| બીજી દરેક પ્રકારની બાધાઓ. | ૦—૨—૦ | |
| શ્રીજીને આંગી ચડાવવા બદલ | ૦—૪—૦ | |

શ્રીજી આગળ ગોળ ખાંડ
અગર ધાતુ જવાહીરથી
છોકરાં જોખવા બાબત. ૦-૪-૦ આ લગત કુતરાની છે.

ઉપર પ્રમાણે લેવાય છે. અને બીજી રીતે જેની તેની બાધા મુજબ ખુશી પ્રમાણે ચીજ ભાવ દાગીના ચડાવવાના છે, અને ભેટ વીગેરે મુકવાની છે. તે શીવાય વધુ કાંઇ લેવાતું નથી.

જે લોકો બાધાવાળા ( માથાના વાળ ઉતરાવવાનીજ ) પાસે હક વરીકે માગણી કરે છે તે નીચે પ્રમાણે ખુશીથી આપવાનું છે.

| માગણી કરનારનું નામ. | લેવાની લગત. |
|---|---|
| કાંતડો ( પવઇયો ) | ૦-૦-૯ |
| ચોપદાર | ૦-૦-૩ |
| ફેરણીયો ( મરઘાને પાણી પાનાર ) | ૦-૦-૩ |
| નગારચી | ૦-૦-૩ |

ઉપર પ્રમાણે લોકો ભીખ તરીકે પરાપુર્વથી માગણી કરવાનો વહીવટ ધરાવે છે શ્રીજીની પુજા નૈવેદ ભાગ, નોકર, ચાકર, નગારખાનું, દવાખાનું, અને નીશાળ વીગેરેનું ખર્ચ શ્રીજીનાં ગામોની ઉપજમાંથી કરવામાં આવે છે. ફોજદારી તમામ કામો ચાણસમા માહાલમાં ચાલે છે. અને શ્રીજીનો મોટો મેળો ચૈત્ર માસની પુનમે ભરાય છે, તે વખતે ખાસ મેજીસ્ટ્રેટ અહી કોરટ કરી કામો ચલાવે છે. દરેક યાત્રાળુ પાસેથી વોળાવાવાળા જણ દીઠ ચાર આના કર ઠાકરડા લોકો લેતા તે શ્રીમંત પરમકૃપાળુ

નામદાર માહારાજા ગાયકવાડ સરકાર તરફથી તદન બંધ કરવામાં આવેલ છે.

શ્રીનું દેવળ ઘણુંજ સરસ મોટું ઉત્તમ કારીગરીનું અને જુની બાંધણીનુ. મજબુત વીશાળ અને આરસબંદીનું છે, તેની ડાબી બાજુ મોટી દીપમાળ છે અને તેને ફરતો મોટો કોટ છે, કે જેની બરાબર આ ભાગમાં કોઇ ઠેકાણે તેવો કીલ્લો નથી તેને ત્રણ દરવાજા છે મોટો દરવાજો દક્ષીણ બાજુ છે જેના ઉપર હમેશાં ટકોરખાનું (ચોઘડીઆં) વાગે છે, મોટા દરવાજા બહાર વેપારીઓનું મોટું બજાર છે અને કોટ અંદર પણ બજાર છે ને ત્યાર બાદ આગળ પોષ્ટ ઓફીસ, સ્કુલ, દવાખાનું અને સરકારી મોટી ધર્મશાળાઓ બે છે, તથા સામે રમણીય બાગ છે અને ઉત્તર દરવાજા બહાર મોટું સુંદર બાંધેલું તલાવ છે ને ને ઉપર હાલ રેલ્વે ગાડીનું સ્ટેશન થયું છે. યાત્રાળુના ખાસ સુખાર્થે શ્રીમંત ગાયકવાડ સરકારે પોતાના મોટા ખર્ચે મહેસાણાથી બહુચરાજી સુધી રેલ્વે બંધાવેલી છે, પશ્ચીમ દરવાજે શ્રીજીનો માનસરોવર નામનો જુની બાંધણીનો કુંડ છે અને તેમાં યાત્રાળુઓ સ્નાન કરીને બાદ શ્રીજીનાં દર્શન કરવા જાય છે. માજીના દેવળ સામે પરમભક્ત વલ્લવભટશ્રીના બે મકાન છે અને તેમાં પોતાનું સ્થાપીત શ્રીજીનું સ્થાન છે રેલ્વે થયા પછી યાત્રાળુઓના સુખને માટે અમદાવાદના મહાન્ શ્રીમંત ગૃહસ્થ શેઠ અને શ્રીજીના શેવક મોતીલાલ હીરાભાઇએ મોટી પથ્થરબંધી ધર્મશાળા પુર્વમાં સરકારી ધર્મ શાળા નજીક બંધાવી છે તથા કુંડ ઉપર મુબાઈના નાનાલાલ મંછારામે નાની એક ધર્મશાળા

બાંધેલી છે, અને દવાખાના, સ્કુલ સામે અમદાવાદ સાકરવાલા બાપાલાલ બેચરદાસ તરફથી બહુ મોટી ધર્મશાળા બાંધવામાં આવી છે. ને હજુ એકાદ બે બાંધવાની તજવીજ ચાલે છે તેથી યાત્રાળુઓને સર્વ વાતે સુખ થયું છે. અજાણ્યા યાત્રાળુની સવડ માટે બીજા તીર્થોની માફક અહીં પણ તીર્થ ગોર લોકો બ્રાહ્મણો હોય છે તે બીજા સ્થળો માફક અહીં પણ સ્ટેશનપર લેવા (યજમાનને) આવે છે. અને તે ગોર કહેવાય યજમાનને જોઈતી સવડ કરી આપે છે. મોદી વીગેરે વેપારીઓની જથાબંધ દુકાનો છે. તેથી કોઇ યાત્રાળુઓને અડચણ પડતી નથી.

ઉપર મુજબ તમામ ;મહાત્મ વર્ણન, દંત કથાઓ સરળ વારતા રૂપે માત્ર સાધારણ સવ માણસો સમજી શકે તે હેતુથી ગદ્યમાં આપવામાં આવી છે. તો ભુલ ચુકની માફી આપવા વાંચકો કૃપા કરશે એવી કર્તાની ઉમેદ છે.

લી. શ્રીજીનો દાસાનુદાસ.
પ્રસીદ્ધ કર્તા.

સકલ સૌખ્ય-શક્તિ-સિદ્ધિસમર્પક-

# આનંદનો ગરબો.



( ગરબા છંદ. )

આજ મને આનંદ, વાધ્યો અતી ઘણો મા;
ગાવા ગરબા-છંદ, બહુચર આપ તણો મા. ૧
અલવે આળ પંપાળ, અપેક્ષાજ આણી મા;
છો ઈચ્છા પ્રતિપાળ, થો અમૃત વાણી મા. ૨
સ્વર્ગ મૃત્યુ પાતાળ, વાસ સકળ ત્હારો મા;
બાળ કરી સંભાળ, કર ઝાલો મ્હારો મા. ૩
તોતલાજ મુખ તંત્ર, તા તો તોય કહે મા;
અર્ભક માગે અન્ન, નિજ માતા મન લહે મા. ૪
નહીં સવ્ય અપસવ્ય, કહી કાંઈ જાણું મા;
કળી કહાવા કવ્ય, મન મિથ્યા આણું મા. ૫
કુલજ કુપાત્ર કુશીલ, કર્મ અકર્મ ભર્યો મા;
મૂરખમાં અનુમીલ, રસરટવા વિચર્યો મા. ૬
મૂઢ પ્રૌઢગતિ મત્તિ, મન મિથ્યા માપી મા;
કોણ લહે ઉત્પત્તિ, વિશ્વ રહ્યાં વ્યાપી મા. ૭
પ્રાક્રમ પ્રૌઢ પ્રચંડ, પ્રબળ ન પળ પીછું મા;
પૂરણ પ્રકટ અખંડ, અજ્ઞ થઈ ઇચ્છું મા. ૮

અર્ણવ ઓછે પાત્ર, અકલ કરી આણું મા;
પામું નહિ પળ માત્ર, મન જાણું નાણું મા. ૯
રસના યુગ્મ હજાર, તે રટતાં હાર્યો મા;
ઇશે અંશ લગાર, લઇ મન્મથ માર્યો મા. ૧૦

મારકંડ મુનિરાય, મુખ મહાત્મ્ય ભાખ્યું મા;
જૈમિનિ ઋષિ જેવાય, ઉર અંતર રાખ્યું મા. ૧૧

અણુગણુ ગુણ ગતિ ગોત, ખેલ ખરો ન્યારો મા;
માત જાગતી જ્યોત, જળહળતો પારો મા. ૧૨

જશ તૃણવત ગુણગાથ, કહું ઉડળ ગુંડળ મા;
ભરવા બુધિ બે હાથ, ખોબામાં ઉડળ મા. ૧૩
પાગ નમાવી શીશ, કહું ઘેલું ગાંડુ મા;
માત ન ધરશો રીશ, છો ખુલ્લું ખાંડું મા. ૧૪

આપ નિરંજન એક, અલખ અકળ રાણી મા;
તુજથી અવર અનેક, વિસ્તરતાં જાણી મા. ૧૫
શક્તી સૃજવા સૃષ્ટિ, સહજ સ્વભાવ સ્વરૂપ મા;
કિંચિત કરૂણાદ્રષ્ટિ કૃત કૃત કોટિ કલ્પ મા. ૧૬

માતંગી મન મુક્ત, રમવા કીધું મન મા;
જોવા યુક્ત અયુક્ત, રચિયાં ચોદભવન મા. ૧૭
નીર ગગન ભૂ તેજ, હેજ કરી નિર્મ્યાં મા;
મારૂત વશ જે છેજ, ભાંડ કરી ભર્મ્યાં મા. ૧૮

તતક્ષણ તનથી દેહ ત્રણ્ય કરી પેદા મા;
ભવ કૃત કર્તા જેહ, એજે પાળે છેદા મા. ૧૯

પ્રથમ કર્યો ઉચ્ચાર, વેદ ચાર વાચક મા;
ધર્મ સમસ્ત પ્રકાર, ભૂ ભણવા લાયક મા. ૨૦

પ્રકૃતિ પંચ મહાભૂત, અવર સર્વ જેકો મા;
શક્તિ સવ સંયુક્ત, શક્તિ વિના નહિ કો મા. ૨૧

મૂળ મહી મંડાણ મહા માહેસ્વરી મા;
જગ સચરાચર જાણુ, જય વિશ્વેસ્વરી મા. ૨૨

જલ મધ્યે જલસાઇ, પોઢયા જગજીવન મા;
બેઠાં અંતરિખ આઇ, ખોળે રાખી તન મા. ૨૩

વ્યોમ વિમાનનિ વાટ, ઠાઠ ઠઠયો આછો મા;
ઘટ ઘટ સરખો ઘાટ, કાચ બન્યો કાચો મા. ૨૪

અજ રજ ગુણ અવતાર, આકારે આણી મા;
નિમિત હિત નર નાર, નખ શિખ નારાયણિ મા. ૨૫

પન્નગ ને પશુ પંખિ, પૃથક્ પૃથક્ પ્રાણી મા;
જુગ જુગમાંહે જંખિ, રૂપે રુદ્રાણી મા. ૨૬

ચખ ચંચલ ચૈતન્ય, વચ ચાહન ટીકી મા;
જણાવવા જન મન્ય, મધ્ય માત ઢીકી મા. ૨૭

કણચર તૃણચર વાયુ,-ચર વારી ચરતા મા;
ઉદર ઉદર ભરિ આયુ, તું ભવની ભરતા મા. ૨૮

રજો તમો ને સત્વ, ત્રિગુણાત્મક ત્રાતા મા;
ત્રિભુવનતારણ તત્વ, જગત્ તણી જાતા મા. ૨૯

જયાં જયમ ત્યાં ત્યમ રૂપ, તેંજ ધર્યું સઘળે મા;
કોટિ કરે જપ ધૂપ, કોઈ તુજને ન કળે મા. ૩૦

મેરૂશિખર મહિમાંય, ધોળાગઢ પાસે મા;
ચાળી ચહુચર આય; આવ વસો વાસે મા. ૩૧

ન લહે બ્રહ્મા ભેદ, ગુણ ગતિ તાહરી મા;
વાણિ વખાણે વેદ, શીશ મતિ તાહરી મા. ૩૨

વિષ્ણુ વિમાસી મન્ય, ધન્ય જ ઉચરિયા મા;
અવર ન તુમથી અન્ય, બાળી બહુચરિયા મા. ૩૩

આને મન આદેશ, માત મયા કીધે મા;
આપ્યું સુરપતિ શેષ, સહુ ત્હારે લીધે મા. ૩૪

સહસ્ર ફણાધર શેષ, શકિત સબળ સાધી મા;
નામ ધર્યું નાગેશ, કીર્તિંજ તો વાધી મા. ૩૫

મચ્છ કચ્છ વારાહ, નૃસિંહ વામન થઇ મા;
અવતારો તારાહ, તે તુજ મહાત્મ્ય મઇ મા. ૩૬

પરશુરામ શ્રીરામ, રામ બળી બળ જેહ મા;
બુદ્ધ કલંકી નામ, દશવિધ ધારી દેહ મા. ૩૭

મધ મથુરાથી બાળ, ગોકુળ તો પ્હોંત્યું મા;
તેં નાખિ મોહજાળ, બીજું કો ન્હોતું મા. ૩૮

કૃષ્ણ કૃષ્ણ અવતાર, કળી કારણ કીધું મા;
ભક્તિ મુકિત દાતાર, થઈ દર્શન દીધું મા. ૩૯

વ્યંડળ ને વળિ નાર, પુરૂષપણે રાખ્યાં મા;
એ અચરિજ સંસાર, શ્રુતિ સ્મૃતિયે ભાખ્યાં મા. ૪૦

જાણી વ્યંડળકાય, જગમાં અણજુક્તી મા;
મા મોટે મહિમાય, ઇંદ્ર કથે યુક્તી મા. ૪૧

મહિરામણ મથિ મેર, કીધ રવૈયો સ્થિર મા;
કઢયાં રત્ન ઇક તેર, વાસુકિના નેતર મા. ૪૨

સુરસંકટહરનાર, સેવકના સન્મુખ મા;
અવિગીત અગમ અપાર, આનંદોદધિ સુખ મા. ૪૩

સનકાદિક મુનિ સાથ, સેવી વિવિધ વિધિ મા;
આરાધી નવનાથ, ચોરાશી સિદ્ધ મા. ૪૪

આવિ અયોધ્યાઇશ, નામી શીશ વળ્યા મા;
દશ મસ્તક ભુજ વીશ, છેદી સીત મળ્યા મા. ૪૫

નૃપ ભીમકનિ કુમારિ, તુમ પૂજ્યે પામી મા;
રૂક્ષ્મણિરમણમુરારિ, મનમાન્યો સ્વામી મા. ૪૬

રાખ્યા પાંડુકુમાર, છાના શ્રી સંગે મા;
સંવત્સર એકબાર વાસ્યા તુમ અંગે મા. ૪૭

બાંધ્યો તન મણુગ્ર, છુટે નહિ કોથી મા;
સમરિપુરી સહખંન, ગયો કારાગ્રહથી મા. ૪૮

વેદ પુરાણ પ્રમાણ, શાસ્ત્ર સકળ સાખી મા;
શક્તિ સૃષ્ટિમંડાણ, સર્વ રહ્યાં રાખી મા. ૪૯

જયાં જયાં જુગતે જોઇ, ત્યાં ત્યાં તું તેવી મા;
સમવિત અમવિત ખોઇ, કહિ ન શકું કેવી મા! ૫૦

ભૂત ભવિષ્ વર્ત્તમાન, ભગવતિ તું ભવની મા:
આદિ મધ્ય અવસાન, આકાશે અવની મા. ૫૧

તિમિરહરણ શશિ સૂર, તે ત્હારો ધોખો મા;
અમિ અગ્ની ભરપૂર, થઇ પોખો શોખો મા. ૫૨

ષટ ઋતુ રસ ષટ માસ, દ્વાદશ પ્રાંતબંધે મા:
અંધકાર ઉજાશ, અનુક્રમ અનુસંધે મા. ૫૩

ધરતીતળ ધનધાન્ય, ધ્યાન ધર્યે નાવો મા;
પાલણુપ્રજા પ્રજન્ય, અણુચિંતવ્યાં આવો મા. ૫૪

સકળ સિદ્ધિ સુખદાઇ, પય દધિ ઘૃતમાંહિ મા:
સર્વે રસ સરસાઇ, તુજ વિણ નહિ કાંઇ મા. ૫૫

સુખ દુઃખ બે સંસાર, ત્હારાં નીપાયાં મા;
બુધિબળની બલિહારી, ઘણું ડાહ્યાં વાહ્યાં મા. ૫૬

ક્ષુધા તૃષા નિદ્રાય, લઘુ યૌવન વૃદ્ધા મા;
શાંતી શૌર્ય ક્ષમાય, તું સઘળે શ્રદ્ધા મા. ૫૭

કામ ક્રોધ મ્હોં લોભ, મદ મત્સર મમતા મા;
તૃષ્ણા સ્થિરતા ક્ષોભ, શર્મ ધૈર્ય સમતા મા. ૫૮

ધર્મ અર્થ ને કામ, મોક્ષ તું મ્હંમાયા મા;
વિશ્વતણો વિશ્રામ, ઉર અંતર છાયા મા. ૫૯

ઉદય ઉદાહરણ અસ્ત, આદ્ય અનાદિની મા;
ભાષા ભૂર સમસ્ત, વાક્ય વિવાદેની મા. ૬૦

હર્ષ હાસ્ય ઉપહાસ્ય, કાવ્ય કવિતવિત તું મા;
ભાવભેદ નિજહાસ્ય, પ્રીતિ ભલી ચિત તું મા. ૬૧

ગીત નૃત્ય વાજિત્ર, તાલ તાન માને મા;
વાણી વિવિધ વિચિત્ર, ગુણ અગણિત ગાને મા. ૬૨

રતિરસ વિવિધ વિલાસ, આશ સકળ જગની મા:
તનતન મધ્યે વાસ, મ્હો માયા મગની મા. ૬૩

જાણુ અજાણુ જગત, બે ખાધાં જાણે મા;
જીવ સકળ આશકત, સહુ સરખાં માણે મા. ૬૪

વિવિધ ભોગ મરજાદ, જગ દાખ્યું ચાખ્યું મા;
અરથ સુરત નિઃસ્વાદ, પદ પોતે રાખ્યું મા. ૬૫

જડ થડ શાખા પત્ર, ફૂલ ફળે ફળતી મા;
પરમાણુ એકત્ર, રસબસ વીચરતી મા. ૬૬

નિપટ અટપટી વાત, નામ કહું કોનું મા;
સરજી સાતે ધાત, માંત અધિક સોનું મા. ૬૭

રત્નમણી માણિકય, નગ મુંગિયાં મુક્તા મા;
આભા અટળ અધિકય, અન્ય ન સંયુકતા મા. ૬૮

નીલ પીત આરકત, શ્યામ શ્વેત સરખી મા;
ઉભય વ્યકત અવ્યકત, જગત જસી નિરખી મા. ૬૯

નગ જે અધિકુળ આઠ, હીમાચળ આદે મા;
પવન ગવન ઠઠિઠાટ, તુજ રચિતા માદે મા. ૭૦

વાપી કૂપ તળાવ, તું સરિતા સિંધૂ મા;
જળતારણ જયમ નાવ, ત્યમ તારણ બંધૂ મા. ૭૧

વૃક્ષ વન ભાર અઢાર, ભૂ ઊપર ઊભાં મા;
કૃત્ય કર્મ કરનાર, કોશ વિઘાં કુંભાં મા. ૭૨

જડ ચેતન અભિધાન, અંશ અંશ ધારી મા;
માનવિ મોટે માન, એ કરણી ત્હારી મા. ૭૩

વર્ણ ચાર વિધિ કર્મ, ધર્મ સહિત સ્થાપીત;
બે ને ભાર અપર્મ, અનુચર વર આપી મા. ૭૪

વાડવ વન્હિ નિવાસ, મુખ માતા પોતે મા;
તૃપ્તે તૃપ્તે આશ, માત જઅનળેતે મા. ૭૫
લખ ચોરાશી જંત, સહુ ત્હારા કીધા મા;
આણિ અસુરનો અંત, દંડ ભલા દીધા મા. ૭૬

દુષ્ટ દમ્યા કૈંવાર, દારૂણ દુઃખ દેતા મા;
દૈત્ય કર્યો સંહાર, ભાગ યજ્ઞ લેતા મા. ૭૭
શુદ્ધ કરણુસંસાર, કર ત્રિશૂળ લીધું મા;
ભૂમિતણો શિરભાર, હરવા મન કીધું મા. ૭૮

ખહુચર બુદ્ધિ ઉદાર, ખળ ખોળી ખાવા મા;
સંતકરણુભવપાર, સાહ્ય કરે સ્હાવા મા. ૭૯

અધમઉધારણુહાર, આસનથી ઊઠી મા;
રાખણુજગવ્યવહાર, ખડ્ગ બાંધિ મુઠી મા. ૮૦

આણી મન આણંદ, મહિ માંડયાં પગલાં મા;
તેજ કિરણુ રવિચંદ, દે ન્હાનાં ડગલાં મા. ૮૧
ભર્યાં કદમ બે ચાર, મદમાતી મદ–ભર મા;
મનમાં કરી વિચાર, તેડાવ્યો અનુચર મા. ૮૨

કુકટ કરિ આરોહ, કરૂણાકર ચાલી મા;
નખપંખી મેલ્યોહ, પગ પૃથ્વી હાલી મા. ૮૩
ઉડીને આકાશ, થઇ અદ્ભુત આવ્યો મા;
અંધક્ષણમાં એક શ્વાસ, અવનીતળ લાવ્યો મા. ૮૪

પાપીકરણુ નિપાત, પૃથ્વીપડમાંહે મા;
ગોઠયું મન ગુજરાત, ભીલાં ખડમાંહે મા. ૮૫

ભોળિ ભવાની માય, ભાવ ભલેં ભાલે મા;
કીધી ઘણી કૃપાય, સુમાળે આળે મા. ૮૬

નવખંડ ન્યાળી નેટ, નજર વજર પેઠી મા;
ત્રણ્ય ગામ તરભેટ, ઠેઠ ઠરી બેઠી મા. ૮૭

સેવકસારણકાજ, સલખન (શંખલ)પુર સેડે મા;
ઊઠયો એક અવાજ, દેડાણા નેડે મા. ૮૮

આવ્યાં અશરણશરણ, અતિ આનંદ ભર્યો મા;
ઉદિત મુદિત રવિકિર્ણ, દશદિશિ યશ પ્રસર્યો મા. ૮૯

સકળ સમય જગમાત, બેઠાં ચિત સ્થિર થઈ મા;
વસુધામાં વિખ્યાત, વાત વાયુવિધિ ગઇ મા. ૯૦

જાણે સહુ જગ જોર, જમજનની જોખે મા;
અધિક ઉડાડયો સોર, વાસ કરી ગોખે મા. ૯૧

ચાર ખૂંટ ચોખાણ, ચર્ચા એ ચાલી મા;
જન જન પ્રતિમુખ વાણ, બહુચર બિરદાળી મા. ૯૨

ઉદો ઉદો જયકાર, કીધો નવખંડે મા;
મંગળ વર્ત્યા ચાર, ચૌદે બ્રહ્માંડે મા. ૯૩

ગાજયા સાગર સાત, દૂધેં મેહ વૂઠા મા;
અધર્મધર ઉત્પાત, સહુ કીધા જૂઠા મા. ૯૪

હરખ્યા સુર નર નાગ, સુખ જોઇ માનું મા;
અવલોકી અનુરાગ, મુનીમન સરખાનું મા. ૯૫

નવગ્રહ નમવા કાજ, પાગ પળી આવ્યા મા;
ઉપર ઉવારણ કાજ, માણ મુક્તા લાવ્યા મા. ૯૬

દશ દિશિના દિગ્પાળ, દેખી દુખ વામ્યા મા;
જન્મ મરણ જંજાળ, મટતાં સુખ પામ્યા મા. ૯૭
ગુણ ગાંધ્રવ યશગાન, નૃત્ય કરે રંભા મા;
સુર સ્વર સુણતાં કાન, ગતિ થઇ સ્થંભા મા. ૯૮

ગુણનિધિ ગરબો જેહ, બહુચર તુજ કેરો મા;
ધારે ધારી દેહ, સફળ ફળે ફેરો મા. ૯૯
પામે પદારથ પાંચ, શ્રવણે સાંભળતાં મા;
નાવે ઉન્હી આંચ, દાવાનળ બળતાં મા. ૧૦૦

શસ્ત્ર ન અડકે અંગ, આદ્યશક્તિ રાખે મા;
નિત નિત નવલે રંગ, ધર્મ કર્મ પાખે મા. ૧૦૧

જળ જે અકળ આઘાત, ઉતારે બેડે મા;
ક્ષણક્ષણ નિશિદિન પ્રાત, ભવસંકટ ફેડે મા. ૧૦૨

ભૂત પ્રેત ઝંભૂક, વ્યંતરિ ડાકિની મા;
નાવે આડી અચૂક, સમર્યાં શાકિની મા. ૧૦૩
ચરણ કરણ ગતિ ભંગ, ખંગ પંગ વાળે મા;
મુંગ મુંગ મુખ અંગ, વ્યાધિ બધિ ટાળે મા. ૧૦૪

સંઘ વિહૂણાં નેણ, નેહે નેણાં આપે મા;
પુન વિહૂણાં કેણ, તેં મ્હેણાં કાપે મા. ૧૦૫
કળી કલ્પતરૂ વાડ, જે જાણે તેહને મા;
ભક્ત લડાવે લાડ, પાડ વિના કેહને મા. ૧૦૬

પ્રકટ પુરૂષ પુરૂષાઇ, તું આપે પળમાં મા;
ઠાલાં ઘર ઠકુરાઇ, દે દળ હળબળમાં મા. ૧૦૭

નિર્ધનને ધનપાત્ર, તું કરતાં શું છે મા?
રોગદોષ દુઃખમાત્ર, તું હરતાં શું છે મા? ૧૦૮
હયગય રથ સુખપાલ, આલ વિના અજરે મા;
બિરૂદ બહુચર બાળ, ન્યાલ કરો નજરે મા. ૧૦૯
ધમઠવજા ધન ધાન્ય, ન ટળે ધામથકી મા;
મહિપતિ દે સુખમાન્ય, માના નામથકી મા. ૧૧૦
નર નારી ધરી દેહ, હેતે જે ગાશે મા;
કુમતિકમ કૃતએહ, થઇ ઝીડી જાશે મા. ૧૧૧
ભગવતી ગીત ચરીત્ર, નિત સુણશે કાને મા:
થઇ કુળ સહિત પવિત્ર, ચઢશે વૈમાને. ૧૧૨
તુંથી નથિ કો વસ્ત, તેથી તુને તર્પું માં;
પૂરણ પ્રકટ પ્રશસ્ત, શી ઉપમા અર્પું મા? ૧૧૩
વારંવાર પ્રણામ, કરજોડી કીજે મા;
નિર્મળ નિશ્ચળ નામ, જનનીનું લીજે મા. ૧૧૪
નમો નમો જગમાત, નામ સહસ ત્હારે મા;
માત તાતને ભ્રાત, તું સર્વે મ્હારે મા. ૧૧૫
સંવત શત દશસાત, નવ ફાલ્ગુણ શુદ્ધે મા:
તિથિ તૃતિયા વિખ્યાત, શુભ વાસર બુદ્ધે મા. ૧૧૬
રાજનગર નિજ ધામ, પુર નવીન મધ્યે મા;
આઈ આદ્ય વિશ્રામ, જાણુ જગત બધ્યે મા. ૧૧૭
કરિ દુર્લભ સુલભ, રહું છું છેવાડો મા;
કર જોડી વલ્લભ, કહે ભટ મેવાડો મા. ૧૧૮

---

# શ્રી બહુચરાજી સત્ય છે.

—(૦)—

શ્રી વલ્લભ ગુરૂભ્યો નમઃ

રાગ. પ્રભાત.

તમે જાગોરે બહુચરમા માજી વાંણેલાં વાયાં,
મુખ જોવા સુરીનર મુની આવ્યા, દોડયાં ધસ્યાં ધાયાં. ;તમે.
જયોગી ઉઠીને જયોગ સંભાળે, ગુણીજન ગાયાં,
ભાંમ્યનીએ ઉઠીને રે, વેહેલાં વહેલોણાં સાહ્યાં. તમે.
જાગી જુગતજનેતા જુગતે; ત્રીભોવનરાયા,
નીરખી વદન સુદંન સુહરખ્યાં, નથી પડયા પાયા. તમે.
જેજેકાર હુવો રે જગતમાં, નવનીધ સો પાયાં,
કહે હરગોવંદ શક્તિને સેવો, સમરે સુખ થાયાં. તમે.

